# आर्यधर्मप्रकाश.

સ્તક ૩૨ મું ] માગશિર્ષ સંવત્ ૧૯૫૯ [ અંક

## ॥ यतो धर्मस्ततोजय ॥

### ईश्वर प्रार्थना

[ हरिगीत छंद ]

तन वासना तज्यो नथी, भज्यो नथी नक्के विभु,
व्रतदान नथी आदर्या, कर्या नथी सुकृत प्रभु,
अवळी गतीने आचरी, खळना करो खरेखरी,
जयनन्द नन्दन करु वदन, भीडभजन श्रीहरी
शुभमार्ग तणी शोधमाने ज्ञानमा गळ्यो नथी,
रह्यो नथी वीवेकमा, गयो वळी सहु टेवथी,
भुलो भम्यो भ्रमणा मही, भया नथी डगला डरी,
जयनन्द नन्दन करु वन्दन, भीडभजन श्रीहरी
ध्रन्ता धरी ना ध्यान तक, खोइ श्रीसीधीतापमा,
तजी पुण्यनी वातो परी, रह्यो मची बहु पापमा,
सारी कथा नहीं साभळीने, ग्राम्यवातगळी करी,
जयनन्द नन्दन करु वदन, भीडभजन श्रीहरी

भकतीनी जुकतीविना, फीटकार मळीयो फरी फरी,
हे नाथ करीये दोष माफी, अर्ज आडरमां धरी;
ममहृदये ठरजो ठामगणीने, ठावकां हवे हरी,
जयनंद नंदन करुं वंदन, भीड भंजन श्रीहरी.
करी दुर बंध कर्मनां, धींगाधणी बेली तमें,
उतारजो संसार सागर, पारपामीये अमे;
छो प्रभु अधमोध्धारप्यारा, कहुंछुं हुं करगरी,
जयनंदनंदन करुं वंदन, भीडभंजन श्रीहरी.

---

## ऑम्

## ज्ञान गुटिका.

( ગતાંક પૃષ્ટ ૧૧ થી ચાલુ. )

ઉત્તર:—માનુષી દેહ એક એવુ સ્થાન છે કે તેમાં જો પ્રયત્ન કરવામાં આવે તો આપણેજ આપણા આત્માને સારી રીતે જાણી શકીએ. પ્રથમ તો એટલો પ્રયત્ન કરવો જોઇએ કે કર્મોની વ્યવસ્થાને સારી રીતે સમજવી અને બુરાં કર્મોને એકદમ અથવા ધીમે ધીમે છોડી દેવાં "કર્મ" એ એક સંસ્કૃત શબ્દ છે. તે કૃ ધાતુમાંથી નિકળ્યો છે. તેનો અર્થ "કરવું" થાય છે. દરેક કામ "કર્મ" કહેવાય છે જેને કાંઇ કર્મ ન હોય એવી કોઈ ચીજ બ્રહ્માન્ડમાં નથી. સૂર્ય અને ચંદ્રમાની જે અસર પૃથ્વી ઉપર પડે છે તે સૂર્ય અને ચંદ્રમાનાં કર્મ છે. પરમાણુ હરેક ક્ષણ મળતાં અને જુદાં પડતાં રહે છે તે પરમાણુનાં કર્મ છે. કર્મ બે પ્રકારનાં છે, એક સ્વાભાવિક અને બીજાં નૈમિત્તિક—સૂર્ય, ચંદ્રમા, અને પરમાણુનાં કર્મ સ્વાભાવિક છે, પરંતુ સાંસારિક વિષયોના અનુરાગમાં કારણો, જેવાં કે કામ. ક્રોધ, લોભ, મોહમાં ફસાઇ મનુષ્યો જે કર્મ કરે છે, તે નૈમિત્તિક

...વાય છે તેને શાસ્ત્ર દુષ્ટ કર્મ અને નિષિદ્ધ કર્મ ગણે છે નિષિદ્ધ કર્માની સાધારણ ઓળખાણ એ છે કે તે કર... ...કા ...લજ્જા, પેદા થાય છે અસલ વાત ...નિષિદ્ધ કર્મ એ છે કે જુઠું બોલવુ, ચોરી કરવી, ...જને તકલીફ દેવી અને વિષયોમા અત્યત લપ ...પાપ છે, અને તેને એક દમ યા ધીમે ધીમે ...વુ સમજવુ જોઈએ તે છોડવાની કાંઇક રીત

(૧) પ્રથમ તો વેગ અર્થાત વિષયવાસનાને મન ...રહેવુ, અને જો વેગ સ્વભાવને દરજ્જે પહોચી ગયો તને ધીમે ધીરે કમી કરવાનો યત્ન કરવો જોઈએ.

(૨) ...વ એટલુ ધ્યાન રાખવુ જોઈએ કે સૂર્ય, અને તારા એ તમામ ખ્યાલ રાખી આપણા કામ ... છે, અને અંતરમા મનની દ્વારા જરાએજરા વાતનો લખાઈ રહ્યો છે તેના સારા કે બુરાં ફળ પરમાત્મા વ્યવસ્થાથી મોડાવેલા બરાબર મળે છે

(૩) શુદ્ધ અન્ન, શુદ્ધ જળ, શુદ્ધ વસ્ત્ર અને વર્તન ...હેવા જોઈએ

(૪) સત્ય બોલવાનો સ્વભાવ રાખવો, અને એમ ...ચુપ રહેવુ જોઈએ

(૫) સત્સગમા રહેવુ જો સત્સગ ન મળી ...તમા રહેવુ, સારા સારા પુસ્તકો વાચવા, અને તે... કરવો યોગ્ય છે

(૬) દુનિઆને એક ધર્મશાળા સમજી (અને તેજ ...થોડી વખત ઉતરવાનુ સ્થળ છે) જેમ નોકર પોતાના ...કેનુ કામ કરતો હોય, તેવી રીતે બધા કામ સાવધાની સોચવિચારથી કરવા

(૭) નીચે લખેલો પ્રાચીન દ્રષ્ટાંત, કે જેનાથી ...ધિ...ની સ્ત્રીપુરૂષોને થયો છે, તેને સારી રીતે સમજ

યોગ્ય મહાત્માને સાચી શ્રધા અને પ્રીતિપૂર્વક ગુરૂ તરીકે ધારણ કરવો, તથા તેના સત્સગનો લાભ લેવો. તેના વચનોને આજ્ઞા સમજી માન્ય કરવાં જોઇએ એ ઉપરાંત સચ્ચાઇ અને નિશ્ચયભાવ નાની સાથ કામ કરવાથી નિષેદ્ધ કર્મોમાંથી છૂટવાનો સંભવ રહે છે, અને વળી આપણા સ્વરૂપનું જ્ઞાન પણ થાયછે. તે જ્ઞાનના પ્રતાપથી સઘળો દ્વૈત ભાવ મટી જાય છે વાસ્તવિક રીતે કોઈની સાથ પ્રેમ, દ્વેષ, ભય, ક્રોધ, મમતા, ગ્લાનિ, હર્ષ કે શોક રહેતાં નથી, અને પરોપકારજ મુખ્ય કર્તવ્ય બની જાય છે. જેમ પાણી થી કમળ નિર્લેપ રહે છે તેમ દુનિઆનિ બુરાઇઓથી નિર્લેપ રહીને પ્રારબ્ધ કર્મ ભોગવ્યા પછી જેમ વૃક્ષ ઉપરથી પક્ષી ઉડી જાય છે તેમ આ સ્થૂલ શરીરને છોડી એ જ્ઞાનના પ્રતાપથી મોક્ષ અવસ્થાની પ્રાપ્તિ થઈ જાય છે.

પ્રાચીન દ્રષ્ટાન્ત એ છે કે કોઇએક મુસાફર રસ્તો ભૂલી જંગલમાં ભટકી રહ્યો હતો. તેની સામે આવતો એક ગાંડો હાથી નજરે પડયો. તે મુસાફર તેના ભયથી એક કુવામાં ઉગેલા ઝાડની ડાળીએ વળગી રહયો. એ ડાળીને બે ઉંદરો કાપતા હતા; અને તે ઝાડની નીચે એક અજગર મોઢું ખોલીને પડયો હતો આ ભયાનક દેખાવ જોઇ મુસાફર બહુજ ગભરાયો. તે ઝાડ ઉપરથી મધ માખીઓ, જેણે એના ઉપર મધપુડો કર્યો હતો, તે ઉડી, અને મુસાફરને વળગી પણ તેની સાથ મધપુડામાંથી મધનાં ટીપાં તેના મોઢામાં આવી પડયાં. તે ચાટી મુસાફર બહુજ પ્રસન્ન થયો. બધા કલેશો સહન કરતો અને ભયને નજરથી જોતો છતો પણ એ મધનાં ટીપાં ચાટવામાં મગ્ન થઈ ગયો અકસ્માત્ તે તરફથી કોઇ સ્વર્ગવાસી દેવતાનું આવવું થયું દેવતાએ તેનાં દુઃખ અને ભય જોઇ દયા દ્રષ્ટિથી પોતાનું વિમાન તેની પાસે લઇ આવી કહ્યું કે, આ વિમાન ઊપર બેસી સ્વર્ગમાં ચાલ વિમાન જોઇ મુસાફર ઘણોજ ખુશી થયો, પરંતુ મધના ટીપાંની લાલચમા વશ થૈઇ વાતને ટાળતો રહ્યો. મુસાફર કહેવા મંડયો કે થોડી વાર થોભો, એક બીજું ટીપું ચાટી લઉં પછી

ચાલવાને તૈયાર થયું. એટલામાં તો પેલા ઉંદરોએ ઝાડની ડાળ કાપી નાખી અને મુસાફર અજગરના મોઢામાં જઈ પડ્યો.

ઊપરનો દ્રષ્ટાન્ત અલંકારના રૂપમાં છે. તેની મતલબ નીચે લખેલા વિવર્ણથી સારી રીતે સમજાઈ જશે —

મુસાફર—વાસનારૂપી પાંચ તત્વનું પુતળું અર્થાત્ મનુષ્ય છે

જંગલ—ઇંદ્રિઓરૂપી વન, (જેને હદ નથી) અર્થાત્ ઇંદ્રિઓ વિષયભોગ કરતાં કદી થાકતી નથી તે

ગાંડો હાથી નિષિધ્ધ કર્મ

કૂવો—સંસાર

વૃક્ષ—કાળ

ઊંદર—રાતદિવસ

વૃક્ષની ડાળ—મનુષ્યની આયુષ્

અજગર—મૃત્યુ

મધના ટીપાં—દુનિઆનું સુખ, અને વિષયનો રસ

માખિઓ—સગાવહાલાં, ભાઈ બંધ વગેરે

સ્વર્ગનો દેવતાકૃત ધર્મ વિદ્વાન્ ઉપદેશક

વિમાન—સત્યનો ઉપદેશ

દરેક ધાર્મિક પુરૂષ તથા સ્ત્રીએ આ દ્રષ્ટાન્ત જરૂર સારી રીતે સમજી લઈ અને તેના ઊપર પૂર્ણ વિચાર કરી ઉપર બતાવેલી રીતિથી પ્રયત્ન કરવો જોઈએ, અને પેલા મુસાફરની માફક ટાળમટોળ ન કરવી

આપનો પહેલો પ્રશ્ન અત્યન્ત ગૂઢ અને સૂક્ષ્મ છે તેનો જવાબ દરેક મનુષ્યે અવશ્ય જાણવો જોઈએ તે માટે પૂર્વે થયેલા મહાત્મા પુરૂષોના સિદ્ધાન્ત પણ અમે લખવાનું મુનાસિબ સમજીએ છિએ અર્થાત્ જે મહાત્મા પુરૂષોને પોતાના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેઓએ બીજા અધિકારી પુરૂષોને અર્થે

પોતપોતાના સમયની યોગ્યતા અને આવશ્યકતા અનુસાર કેવળ પરોપકાર દૃષ્ટિથી ઘણાં કર્તવ્ય કર્મો બતાવ્યાં છે. તેને ધર્મ સંબંધી બોલીમાં ભક્તિમાર્ગ, યોગમાર્ગ, અને જ્ઞાનમાર્ગ કહે છે. એમાંથી અમો સંક્ષેપ રૂપમાં કાંઇક લખીએ છીએ.

મહાભારતની લડાઇને સમયે જ્યારે દુર્યોધનની સેનાના મોટા મોટા બળવાન પુરૂષોને જોઇ ભય અને ઘણા સંબંધીઓ અને દ્રોણાચાર્યાદિ ગુરૂને જોઈ અર્જુનને મોહ પેદા થયો, અને પોતાના ધર્મ પ્રમાણે યુદ્ધ કરવા માટે શંકા ઉત્પન્ન થઈ, ત્યારે (પરલોક પધાર્યા પહેલાં કાંઇક) શ્રીકૃષ્ણજી મહારાજે અર્જુનને આત્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. તેનું વર્ણન ગીતા અને અનુગીતામાં લખેલ છે. તેનો ખુલાસો એ છે કે આપણા સ્વરૂપને જાણવાથી મનુષ્ય લોક અને પરલોક બને સિદ્ધ થાય છે. યાદ રાખવાનું એ છે કે પ્રથમ તો નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવો, પછી સકામ કર્મોને ધીરે ધીરે ઘટાડી નાખવાં, અને નિષ્કામ કર્મો કાંઈ સ્વાર્થ કે લાભને માટે નહિ, પણ પરોપકાર સમજી કરે જવાં; પરંતુ નિષ્કામ કર્મો કરનારાઓએ સકામ કર્મ કરવાવાળા કરતાં પણ અધિક સાહસ અને પ્રયત્ન કરવાં જોઇએ, નહિ તો સિદ્ધિ થશે નહિ. ત્યારબાદ નિષ્કામ કર્મોનાં ફળનો ત્યાગ કરવાની ટેવ પાડવી જોઇએ. આ માર્ગ એવો છે કે તેની દ્વારાએ પોતપોતાનો ધર્મ સારી રીતે પાળવાની સાથ કર્મો તથા સંસ્કારોના ચક્રમાંથી છૂટવાનો સંભવ છે. કેમકે જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી કર્મ જરૂર કરવાં પડે છે. પરંતુ તેને આવશ્યનાં સમજવાથી અને તેનાં ફળ ત્યાગવાથી એમાં અનુરાગ થતો નથી, અને તેઓ ન કર્યાની બરાબર થઈ જાય છે. આ પ્રમાણે ઇચ્છાઓનું જોર ઓછું થતું થતું તેનું બીજ પણ સુકાઈ જાય છે. મનમા પ્રકાશ પેદા થાય છે અને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે.

દ્વૈપાયન ઋષિ (પ્રસિદ્ધ) વેદવ્યાસજી હતા. તેણે ધર્મના પ્રચાર માટેની આવશ્યકતા ઉપર ધ્યાન આપી એક આશ્રમ બનાવ્યું. તેનું નામ બદ્રિકાશ્રમ યા બદ્રિનાથ છે. તેમણે તે આશ્રમમાં બેશી વેદાન્ત શાસ્ત્ર રચ્યું છે. તે લખે છે કે આપણા સ્વરૂપને

જાણુવાની ઈચ્છા રાખનારાએ માટે ચાર સાધન હોવા જોઇએ તે નીચે પ્રમાણે છે —

( ૧ ) વિવેક અર્થાત્ બધા દ્વન્દ ભાવ બબે ગુણુ, જેવા કે, શુભ અને અશુભ, સત્ય અને અસત્ય સારૂ અને નરસુ, ઈત્યાદિ છે, તેમાથી સારા ગુણોનો સ્વીકાર કરવો જોઇએ તે એમા મુખ્ય સત્ય છે સત્ય અને અસત્યનો વિચાર કરી સદા સત્યમા વૃત્તિ ધારણુ કરવી જોઇએ

( ૨ ) વૈરાગ્ય અર્થાત્ દુનિઆના પદાર્થોને નાશવત સમજી તેમા મનને ભટકવા દેવુ નહિ, તેમ સદા તેને અતિ ગ્લાનિથી પણુ ન જોવુ જોઇએ, કેમકે તેના ઠીક રીતના વર્તનથી પ્રથમ આ લોકની અને પછી પરલોકની સિદ્ધિ થાય છે વૈરાગ્ય પ્રાપ્ત કરવાના બે રસ્તા છે પહેલો એ છે કે ધન સપત્તિ યાને દોલતને અને સગાવહાલાને ઘર આગળ છોડીને ગુરૂની સેવામા રહેવુ, અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ થઈ જાય ત્યારે પોતાને ઘેર પાછુ આવી સારી રીતે ધર્માનુસાર વર્તન ચલાવવુ આ રીતિથી ચાલનારે જ્યા સુધી ગુરૂની પાસે રહેવુ ત્યા સુધી પોતાના ચિત્તને સબધીઓ અને ધન આદિમા જવા ન દેવુ જોઇએ વૈરાગ્ય પ્રાપ્ત કરવાનો બીજો રસ્તો એ છે કે સબધીઓને છોડી દઈ જે કાંઈ ધન વગેરે હોય તે ગુરૂને અર્પણુ કરી દેવુ, અને જો ગુરૂ તે પાછુ દઈ દે તો તે તેનુ સમજી તેની આજ્ઞા પ્રમાણે તે ખરચી દેવુ

( ૩ ) ષટ્સપતિ અર્થાત્ તેમા છ સાધનોનો સમાવેશ થાય છે તે એક તો સમ એટલે મનને રોકી વશ કરવુ, અને કોઈની સાથે રાગ દ્વેષ ન કરવો બીજુ દમ એટલે ઇન્દ્રિઓને વશ રાખવી ત્રીજુ તિતિક્ષા એટલે ભુખ તરસ, ગરમી શર્દી વગેરે પરિશ્રમ સહન કરવાનો અભ્યાસ રાખવો ચોથુ ઉપરતિ એટલે સસગથી ચિત્તનો ઉપશમ રાખવો કોઈ કોઇ ઉપરતિનો અર્થ એમ પણુ કરે છે કે નકામા કામોમા અથવા બીજાના ઝગડામા ચિત્ત દેવુ નહિ કેટલાક મહાત્માઓ કહે છે કે ઉપરતિનો અર્થ એવો છે કે જ્ઞાનઇન્દ્રિ

બીજા તરફ પણ બેદરકાર હોવો જોઇએ જુવાન માણસ છોકરાને ઉછેરવામાં મદદગાર થાય તેના કરતાં વધારે આનંદ દાયક બીજી એકેવાત નથી. મજૂર લોકોનાં આવાં વર્તનનાં આપણે વારંવાર વખાણ કરીએ છીએ. અમેરિકાના પુરૂષો આ કામમાં ભાગ લેતા નથી તે ઘણું જંગલીપણું છે." આ ઉપરથી બાળકોને ઉછેરવા નાકામથી જન્મ પામતી ચીંતા અને મહેનતમાં પુરૂષોએ સ્ત્રીઓને મદદ કરવી જોઇએ અમે પણ એ વિદ્વાનના અભિપ્રાયને અનુમોદન આપી શું કે—" જે પુરૂષને અથવા વિશેષે કરી જે પિતાને બાળકો ઉપર ચાહના હોતી નથી; પોતાનાં બાળકોના કોમળ અવયવોનો સ્પર્શ કરે છે, તેમની આસપાસ દ્રષ્ટિ કરતી આંખોને નિહાળે છે તથા તેમના કોમળ અને કાલા કાલા ઉચ્ચારોનું શ્રવણ કરે છે ત્યારે જે પિતાનું અંતઃકરણ આર્દ્ર થતું નથી તે પિતા ખરેખર દયાને પાત્ર છે."

જે શ્રીમંત કુટુંબોમાં બાળકો ચાકરને સ્વાધીન કરી દેવામાં આવે છે તે કુટુંબની ભવિષ્યની પ્રજા સારી થતી નથી તેનું કારણ માતાપિતાની ઓછી કાળજી છે. આથી ભવિષ્યમાં બહુ પસ્તાવું પડે છે. મોજ મજા અને વિષય લાલચ માટે બાળકોને ચાકરોને સોંપી દેવા એ એક પ્રકારનું ઘાતકીપણું છે. અલબત આ કામ માટે ચાકરોની મદદની અવશ્યકતા છે પરંતુ તેમનાપર સંપૂર્ણ ભરૂસો રાખવો એ જોખમ ભરેલું છે. યુવાવસ્થાનો શિક્ષક આ સંબંધમાં એવો બોધ આપે છે કે—" માબાપ અથવા કોઇ ભરોસાદાર નિકટના સંબંધીની દેખરેખવિના છોકરાંને ચાકરના સ્વાધીનમાં બનતા સુધી મૂકવા નહિ કારણ તે બાળકોનો પરિપક્વ બાંધો, સીધા અવયવો, મજબુત શરીર, અને સાવધ મન કરવાં એ તમારી ( પિતાની ) પેહેલી ફરજ છે તેમને વાસ્તે દ્રવ્યનો સંગ્રહ કરવો, તેમની ભવિષ્યની કીર્તિ માટે સાધનો કરી મૂકવાં, તેમના દરેકના ધંધાને યોગ્ય તેમને કેળવણી આપવી; એ બધી ફરજો માનીએ તો તે સૌથી છેલ્લી ફરજો છે; પણ એ બધાં કરતાં મોટી ફરજ એ છે કે, તમારે

તેમને મજબૂત અને સુશોભિત શરીરવાળા અને સાવધ મનવાળા બનાવવા, અને નાનાં છોકરાને ચાકરોની દેખરેખ નીચે મૂકવાથી તેઓ કદરૂપા, વાકા અવયવોવાળા, જડ, અત્યત નબળાં, અને અશકત થયાના અસખ્ય દાખલા મળી આવે છે" માટે બનતાં સુધી છોકરાઓને ચાકરો પાસે બહુજ ન રાખવા જેમ બાળક વધારે નાનુ તેમ આ નિયમને વધારે વજન આપવુ જોઈએ, કેટલાક શ્રીમત કુટુબોમા એવા દષ્ટાતો દષ્ટિગોચર થાય છે કે પિતાપુત્ર વચ્ચે પુરતો સપ હોતો નથી પરતુ ગરીબ વર્ગમા છોકરાઓ માબાપોપર બહુ પ્રેમ રાખતા દષ્ટિગોચર થાય છે આ સબધમા ઉપલા પુસ્તકનો એવો અભિપ્રાય છે કે–" આ વહાલ પરસ્પર છે, અને તેનુ કારણ એ છે કે પૈસાદાર માબાપો કરતાં નિર્ધન માબાપોએ જન્મથીજ પોતાના છોકરાપર જાતે વિશેષ લક્ષ અને મામા રાખેલી હોય છે"

વળી ચાકર ગમે તેમ તો પરાયુ માણસ છે માબાપને પોતાના સતાન પર જેટલુ વ્હાલ ઉપજે તેનો દશમો ભાગ પણ ચાકરોને ભાગ્યેજ ઉપજે વળી ઘણા ચાકરો હલકા કુટુબોના હોય છે પિતાને આ કામ માટે ફુરસદ ન હોય તેણે આ કામમા પોતાના નજદીકના સગા સબધીની મદદ લેવી પણ હલકા ચાકરોના હાથમા અમુલ્ય રત્ન ન મેલવુ એક અણખીલી ગુલાબ કલીને પૂર્ણ ખીલવવા બહુ કાળજી રાખવી. તે ગુલાબના કોમળ રોપાને ચાકરો રૂપી મારવાડના રેતીનારણમા ન રોપવા પરતુ માતાપિતાના પ્રેમસ્નેહવારીનુ હમેશ સીંચન થાય તેવી જગોએરોપવા. એવુ કહેવાય છે કે–Superintendence of the master and the oversight of the servant The master's eye makes the horse fat તમારા માણસોને સોપતા મેહેલા ઉપલી બાબત ખાસ ધ્યાનમા રાખશો.

તમારે એટનો પુત્ર હોય તોપણ તેને તમે ચાગલો કરી મેલશો નહિ તે કહે તેમ કર્યાં કરવુ નહિ તેની ઇચ્છાઓ પરીપુર્ણ કરતા પહેલા તેના શુભા શુભ ફળનો તમે વિચાર

કરજો અને તેમ કરતાં ભવિષ્યમાં શું પરિણામ આવશે તે વિચારવાનું ભુલશો નહિ. The fulfilment of the wishes might often prove the ruin. ઇચ્છાઓની પરિપૂર્ણતા વારંવાર નુકશાન કરે છે વિદ્વાન કાળીદાસ પણ કહી ગયા છે કે લાડથી છોકરાં બગડે છે વળી આપણામાં કહેવાય છે કે છોકરાંને બગાડવાં હોય તો મોસાળે મોકલવાં ને સુધારવા હોય તો નિશાળે મોકલવાં મતલબ કે મોસાળમાં માતાનું અલણ વિશેષ હોવાથી બાળકોને ચાગલા થવાનો અવકાશ મળે છે.

બાળકોને અનિતિને રસ્તે જતાં અટકાવવાં મારફી કરતાં ઇનામનો ઉપયોગ કરવો જે બાળક સાચું બોલશે તેને એક પૈસા ઇનામ મળશે વીગેરે રીતો હોય તો ઇનામની લાલચે બાળકો અનિતિને રસ્તે કદી પણ ચડતા નથી ઇંગ્લાંડમાં આ રીતિ પ્રચલીત છે. અમુક બાબતમાં સાચું બોલનાર બાળકને એક બે પૈસા ઇનામ આપવામાં આવે છે અને તેના હાથથીજ કોઇ અનાથ અપંગને દાન તરીકે અપાવાય છે આથી સત્ય અને દયાદાન તરફ બાળકોની વૃત્તિ થાય છે આ ઉપરથી બાળકોને સુધારવા માટે લાકડીઓના મારનો ઉપયોગ કરવો પડે છે તે નહિ કરવો પડે તેમ દૃષ્ટાંતથી પણ સારો બોધ લાગે છે નરોત્તમે, ભગવાનજીનું ચિત્રનું પુસ્તક ચોરી લીધું તેની ખબર પડતાં શિક્ષકે તથા તેના બાપે તેને બહુ ઠપકો આપ્યો, સખત કરી અને મહિને મહિને ગજવા ખરચના જે પૈસા તેને મળતા તે આ મહિને ન આપ્યા. અંબુભાઇ ચોરવા ગયેલ ત્યારે જાઠું બોલવા માટે એટલે તેને જે સખત કરી હતી તેવા દૃષ્ટાંતો આપવા આવી રીતે અનિતિના અનર્થો અને નીતિના ફાયદાઓના બનેલા દૃષ્ટાંતો આપવાથી તે બાળકોના પર બહુ સારી અસર કરે છે ને મનમાં બરોબર ઠસી જાય છે. કેટલાક માબાપો આવી રીતે નાનપણથી કેળવવા માટે પુરતી કાળજી રાખતા નથી અને પરિણામે જ્યારે બાળક મોટો થઇ ખોટા કાર્ય કરે છે ત્યારે તેને સખત કરે છે અને પશ્ચાતાપ કરે છે. પરંતુ નકામું વળી

ગયા પછી અક્કલ આવે તે શા કામની ? જે પિતા બાળ વય
થીજ બાળકમા જણાતા દુર્ગુણના બીજનો નાશ કરતો નથી તે
પિતા તે બીજમાથી મોટુ વૃક્ષ થયેલુ જોઇને પસ્તાય છે
નીંદણ ઉગેલુ હોય તે તુરતજ ચુટી કહાડવુ જોઇએ નહિ તો
મુળ ઘાલીને તે નુકશાન પહોંચાડશે

નાનપણમા તેનો કોઈપણ જાતનો ખરાબ સ્વભાવ જણાય
તો તેને દૂર કરવા તુરત ઉપાય શોધવો દુર્ગુણનુ દિગ્દર્શન થતાજ
તે દૂર કરવા પ્રયાસ કરનો બાળકે જાણી જોઇને કોઇપણ પ્રકા
રનો ગભીર ગુન્હો કર્યો હોય છતા આખ આડા કાન કરી જવા
અને તે કામ ફરીથી ન કરે તેવો બોધ આપવામા આળસ કરવી
અગર તે માટે થોડી શિક્ષા ન કરી તેને જતો કરવો તે તેને
તેવા કામમા ઉત્તેજન આપોછો એમ સૂચવે છે ઉપરાત તમે તેના
તરફ નિર્દય થાઓછો એમ બતાવે છે સ્નેહમીશ્રીત દયાની
ખાતર તે વખતે તેમને શિક્ષા નથી કરતા તો ધીમે ધીમે દુર્ગુ
ણના ઝેરીબીજમાથી વૃક્ષો થાય છે અને પોતાના ઝેરી ઘેરાવામા
તેને ઘેરી લે છે દુર્ગુણોની વૃધ્ધિ થતા ભવિષ્યમા મોટી સજાઓ
ભોગવવાની તમો તેને તક આપો છો અને તેથીજ તેના તરફ
તમે નીર્દય થાઓછો પોતાના કૃત્યથી અજ્ઞાન, નિર્દોષ, નાના
બાળકો તરફ ક્ષમાવા ન થવાનુ કુદરતનુ ફરમાન છે પરતુ એક
ગુન્હેગારનો ગુન્હો જતો કરવો તે તેને દુર્ગુણના રસ્તાપર ચડાવવા
ભોમીઆની ગરજ સારવા જેવુ થાય છે બાળક જરાવાર બુમો
પાડશે તેથી શુ થયુ ? એક ઊંદર સોધવા માટે આખો ડુગર
શા માટે ખણી કહાડવો ? આ સબધમા વિદ્વાન કૉબેટનો
અભિપ્રાય ઉપયોગી થઇ પડશે " બૂમોથી માણસે શા માટે
ગભરાવુ જોઇએ ? તે બૂમોનુ ખરૂ કારણ જાણે છે કે તે
ઘોઘાટ તેના બાળકને તેમજ તેને પોતાને પરિણામે લાભ કરતા
છે, તેની બૂમો માત્ર એક કલાક ચાલે છે પણ તેનો બદલો તે
બાળ ના ગુલાબી ચ્હેરામા તથા ચ્હેરા ઉપરથી સૂચવાતી નવી
આશાઓમા તત્તજ ઓળખાઇ આવે છે ? ખરૂ છે કે આનો

બાળકોપર જ્યારે તમને બહુ પ્રેમ થઇ આવે ત્યારે તેને બે ચાર શિખામણનિ બોલ શંભલાવી ભમન્નવજો કારણ સોનાની બક્ષિસ કરતા પણ શીખામણની બક્ષિસ વધારે કીમતી છે.

બાળકોપર અભ્યાસ તેમજ બીજા કામનો બોજો તેમના ગજા ઉપરાંત થઇ જવો ન જોઇએ માથા કરતાં પાઘડી મોટી ન થાય તેની સાવચેતી રાખવી નહિ તર કામ અને અભ્યાસના બોજાથી તેમનું શરીર બગડશે અને તેઓ ઠીંગણા અને દુબળા થઇ જશે. શરીર તેમજ મનને દ્દઢ થતાં સારો વખત લાગે છે. માટે અભ્યાસ પણ ગજા પ્રમાણે કરાવવો. બાળકોના નાક કાન વીંધાવી તેમને જોખમમા ન નાંખવા હાથમા સોનાની કડલીઊ પહેરાવવી, કાનમા વાળી, બુટીઆ, ઠોરીઆ વીગેરે પહેરાવવાં અને ડોક્માં ટુંપીઆ, માળા વીગેરે પહેરાવી બાળકોને રેઢાં મુકવા, તે તેમના જોખમમા વધારવો કરવા બરોબર છે. બેચાર રૂા ના માલ માટે ઘણાં બાળકોનાં જાન ગયેલા આપણે શાભળીએ છીએ હાથ, પગ, ડોક અને કાનમાં ઘરેણા પહેરાવવાથી તેમા મેલ ભરાય છે તેથી તે સાફ થતા નથી અને રોગ થવાનો ભય છે ઘરેણાવાળો ભાગ કાળાસ મારે છે. પારસી, યુરોપીઅન વીગેરે સુધરેલી જાતના લોકોનાં બાળકો ઘરેણાં પહેરતાં નથી છતાં બહુ દેખાવડાં અને વ્હાલા લાગે છે તેઓ સ્વચ્છતા તરફ બહુ ધ્યાન આપે છે. આપણા દેશના લોકો બાળકોને સોબસોનુ ઘરેણું પહેરાવે પણ કપડાં જોયાં હોય તો ઘાચીની ઘાણી જેવા તો જો ઘરેણાં કરતાં કપડાં સ્વચ્છ પહેરાવવા પુરતું ધ્યાન અપાય તો પૈસા પણ ઓછા બેસે, બાળકોનુ શરીર તનદુરસ્ત રહે અને કોઇ પણ જાતના જોખમથી દુર રહે છે.

(અપૂર્ણ)

## વ્યસન

જેઓને જુગાર રમવારૂપી વ્યસન હોય તેઓએ પાડવો તથા નળનજાની તેથી કેવી ખરાબી થએલી તે વિચારી, તેવા કુછંદમાંથી બચી, નિવૃત્તિનો વખત પોતાનુ ઐહિક અને પારમાર્થિક હિત થાય તેવા કાર્યમા યોજવો, કે જે ગુમાવેલો વખત પોતાનુ હિત થવાથી નકામો ગયો ગણાય નહીં જેઓને માન્ક પદાર્થોનુ તથા બીડી પીવા વિગેરેનુ વ્યસન કે જે છાતી તથા મગજ વીગેરેને નુકશાન કરનાર છે, તેથી થતા દ્રવ્યનો બચાવ કરી, દુધ, ઘી વીગેરે જે શરીરને પુષ્ટિકારક છે તેવા વ્યસનો માજ દ્રવ્યના ઊપયોગ કરી, શરીરસંપત્તિ સુધારવી કારણ કે શરીર સારૂ હશે તોજ સ્વપર હિત થઇ શકશે જેઓને પોતાના શરીરને સજ્જડ બેસતા આવે તેવા કશકશી વસ્ત્ર પહેર વાની ટેવ હોય તેઓએ તે તે સ્થાનનો ભાગ રૂધન ન થવાના હેતુથી શરીરને પરિણામે નુકશાનકરતા થઇ પડે, તેમ ન થવા માટે તેવા વ્યસનથી દૂર રહેવુ એથી શરીરને વ્યથા થવાના તથા વસ્ત્રના જલદી નાશ થવાના પરિણામમા બચાવ થાય છે

જેઓને ગાયનનુ વ્યસન હોય તેઓએ અસદ્ વૃત્તિ ઉત્પન્ન કરાવે તેવા ગાયન નહીં ગાતા, જેથી સદવૃત્તિ ઉત્પન્ન થાય તથા ઇશ્વરના સ્વરૂપ ઓળખાય તેવા ગાયન ગાવા, કે જેથી પોતાની અસદવૃત્તિદ્વારા તન, ધન, આબરૂની થતી ખરાબીથી બચી સદવૃત્તિરૂપી શ્રેયથી પોતાનુ ઐહીક ને પરમાર્થીક શ્રેય થાય

વિદ્યાર્થીઓએ પોતાનો વિદ્યાભ્યાસ તથા સદવૃત્તિરૂપીજ ટેવ રાખવી. માસ્તરોએ છોકરાઓનુ જેથી હિત થાય તેવુ કાર્ય યોજવારૂપીજ ટેવ રાખવી. બાળક બાળકીઓએ વડીલોની આજ્ઞા પ્રમાણે ચાલવુ, એજ મુખ્ય ટેવ રાખવી, કારણ કે તેમાજ તેઓનુ હિત સમાયલુ છે

વડીલોએ બાળક સદવૃત્તિથી વર્ત્તતા શીખે તથા તેઓનુ શુભ થાય, એવા કાર્યનુજ વ્યસન રાખવુ પુરાણીઓએ શ્રોતાઓ જેથી

સદ્વૃત્તિએ ચડી શકે તેવી સદબોધરૂપી કથાઓ સંભળાવવા ટેવ રાખવી.

સ્ત્રીઓએ પતિવ્રતધર્મ પાળી પતિની આજ્ઞા માનવારૂપીજ ટેવ રાખવી. તેમાંજ તેમનુ હિત સમાયલુ છે.

જેઓને ગાળ ભાંડવા અગર ક્રોધ કરવારૂપી ટેવ હોય તેઓએ તેથી થતી ખરાબીનો વિચાર કરી નમ્રતા તથા શાતિથીજ વાણી ઉચ્ચારી પરિચય રાખવા તથા ક્ષમા રાખવાની ટેવ રાખવી, જેથી ફાવે તેવો શત્રુ હશે, તોપણ કંઇ નુકશાન કરી શકવા સમર્થ થશે નહીં. તેમજ વૃત્તિઓ ક્રોધિત નહીં થવાથી શાતિમાં રહી આનદમા રહેશે.

વગેરે શુભ વ્યસનો તથા ટેવ મેળવી અશુભ વ્યસનોથી મુક્ત થઈ સ્વપરનું શક્તિઅનુસાર બની શકે તો હિત કરવુ એ દરેક વ્યક્તિનું કર્તવ્ય છે.

K. M.

## कर्म.

શુભ અને અશુભ એ રીતે બે જાતનાં કર્મ છે. શુભ કર્મથી સુખ, સદવૃત્તિ, અને અશુભ કાર્યથી દુઃખ અને અસદવૃત્તિ ઉત્પન્ન થાય છે. શુભ કાર્યથી સતોષ, શાંતિ અને આનદ થાય છે. અશુભ કાર્યથી ગ્લાની, હાની અને પશ્ચાતાપ થાય છે. માટે હમેશાં શુભ કાર્યમાંજ પ્રવૃત્તિ કરવી; જેવાં કે રાજાએ પ્રજા ઉપર જુલમ થતો હોય તો તેનું બારીકાઇથી અવલોકન કરી. તેમાંથી મુક્ત કરી તેઓનો આશિર્વાદ મેળવવો.

વેપારીઓએ પ્રમાણીકપણાથી પોતાનો વેપાર નિભાવી પોતે તેમાથી થતા લાભને મેળવી, પોતાનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ કરવો.

મહાત્માઓએ સ્વાત્માનો અપરોક્ષાનુભવ મેળવી કોઇ પણ જાતના લોભ, મોહ શિવાય વ્યક્તિઓના હિત નિમિત્ત

ઘટિત પાત્રોનુ હિત થાય તેવો ઉપદેશ કે જેમા વાદ વિવાદ તથા રાગ–દ્વેષનો સમાવેશ આવવા સભવ ના હોય તથા બાધ કોને સુખથી શ્રેયરૂપ હોય તેવા સુખરૂપી સાધનો અનુભવી પોતાનુ શ્રેય કરી શકે, તેમાજ તેઓનુ પરોપકારરૂપી કર્ત્તવ્ય અને શ્રેય સમાયલુ છે

બાળકોએ વિદ્યાભ્યાસ તથા વડીલોની આજ્ઞારૂપી શુભ કર્મજ કરવુ, એમાજ તેમનુ હિત સમાયલુ છે

પતિઓએ બાળકો તથા સ્ત્રીની સભાળ રાખી, તેઓને સદ્વૃત્તિએ ચઢાવી, તેઓનુ પોષણ સારી રીતે થઇ શકે તેવો સુનીતિવાળો ઉદ્યમ મેળવી, તેથી પ્રાપ્ત થતા દ્રવ્યવડે તેએનુ પોરાણુ કરવુ, તેમાજ તેમનુ હિત સમાયલુ છે

સ્ત્રીઓએ પતિવ્રત્ત ધર્મ પાળી, મોહ અગર લોભથી અની તિમા નહીં ફસાતા પતિનુ મન હમેશ પમદ રાખવારૂપી શુભ કર્મમાજ તેઓનુ હિત સમાયલુ છે

જેઓ બાહ્યરૂપથી મોહાઇ પામી અગર લોભથી અનીતિ રૂપી કૃત્ય કરવાની ઇચ્છા કરે છે, તેથી તેઓ પોતાની ખરાબી કરે છે, તેનો વિચાર કરવો તેથી પણ મન સતુષ્ટ થઇ શાતિ ના પામે તો જેના ઉપર મોહ થાય છે તેની કેવલ બાલપણુની તેમજ મદવાડ વખતની તેમજ વૃદ્ધાવસ્થાની સ્થિતિનો વિચાર કરવો, તેથી પણ મન સતુષ્ટ થઇ અનીતિના માર્ગમા જતુ ના અટકે તો દરેક વ્યકિતમા હાડકા, ચામડા, માશ રહેલા છે, તેમા નીતિવિરૂદ્ધ પોતાની આબરૂને એબ લગાડે તેવુ પરપુરૂષે પરસ્ત્રી સાથે તેમજ પરસ્ત્રીયે પરપુરૂષ સાથે વર્તવાથી, પોતાના તન મન ધન અને આબરૂની ખરાબી થાય છે તેમની અસદ્ વૃત્તિદ્વારા દ્રવ્ય મેળવનારની પરિણામે કેવી દુર્દશા થાય છે, તેનો વિચાર કરી જેથી આ લોકમા આપણી સારી આબરૂ ફેલાય, લોકો આપણા ઉપર ભરોશો રાખી શકે, પોતાનો વહેવાર સદ વૃત્તિથી નિભાવી શકે કોઇને ધિક્કારનુ પાત્ર થઈ પડે નહીં,

અંતરપટમાં ઉભેલી રાણીએ નિડરતાથી આજ્ઞા માગી કે,–' મહારાજ ! કહો તો આપની દાસી એ કામ કરવા તત્પર છે. ' રાજાને તો તેની મુર્ખતા ઉપર તેથી વિશેષ હસવું આવ્યું, તથાપિ જોશમા આવી સર્વ સમક્ષ બોલી ઉઠયો કે.'–' જા ઉપાડ, જો તારાથી એ કામ થતુ હોય તો !' રાણી અંતરપટનો ત્યાગ કરી કાછડો વાળી એકદમ લોકોની સમક્ષ બહાર આવી અને જ્યા પેલી ભેંસ ઉભી હતી ત્યાં ચાલી ગઈ. પાસે જઈ માથે હાથ ફેરવી જરા રમાડી અને તરતજ નીચાં નમી તેને કાંધ ઉપર ઉપાડી લીધી તથા સાથે લાગી સીડીપર ચ્હડી અને ઉતરી આવી. આમ જ્યારે ચાર ફેરા એની સાથેજ કર્યા તેવાજ રાજા તથા જોનારા ચકિત થઈ ગયા અને રાજા તથા જનમડળને કબૂલ કરવું પડયું કે ખરેખર ' સાધે તે વાધે.' કારણ કે કયા ઘરમાં બેઠા ખાનારી રાણીનુ શરીર અને કયાં ભેંસને ઉપાડી સીડીઓપર ચ્હડ–ઉતર કરવી ! અહો ! અભ્યાસ એવો પદાર્થ છે કે સાધન કરતે કરતે ન થઈ શકે તેવા કાર્યો પણ મનુષ્યો કરે છે.

સાધન જો આગ્રહપૂર્વક કરેલ હોય તો તે અવશ્ય ફળદાતા થાય છે. તે હેતુને લઇનેજ ભગવાન પતંજલી મહારાજે કહેલ છે કે,–' નિરતર સત્કારપૂર્વક સેવાએલો અભ્યાસ ફળદાયક થાય છે આગ્રહ જેટલે અંશે તીવ્ર, મધ્ય, કિંવા મૃદુ હોય છે તેટલે અશે અધિકારી મુમુક્ષુ તેનું ફળ વહેલુ–મોડું મેળવે છે સાધક જેટલે અંશે આગ્રહી અને નિઃશંક હશે તેટલે અશે તે કાર્યસિદ્ધિ મેળવવામાં ફળીભૂત થશે, એથી કોઇપણ જાતનો સદેહ અતરમા રહેવા દેવો નહિ. શંકાને હૃદયાકાશના કોઇપણ ખૂણામાં પડી રહેવા દીધી હોય તો ખરે સમયે તે શંકારૂપી સર્પ ફુંફાડો માર્યા વિના રહેશે નહિ એટલા સારૂ વૃત્તિને ઉપરામ પમાડતા પહેલા, શકાઓને દૂર કરવા સ્વાનુભવ. શાસ્ત્ર અને સત્પુરૂષો, એ ત્રણે ઊપચારોનો પ્રયોગ એક સાથે કરવો શંકારૂપી રોગને જડમૂળથી ઉખેડી નાખનારા આ ત્રણ ઊપચારો એવા તો સમર્થ છે કે હૃદયભૂમિમાં તેનો ફરીથી

અંકુર ફૂટવા દેતાજ નથી તેમાં પણ સમર્થ સદ્ગુરુની તો બલિહારીજ છે। સર્વ સહજ પ્રાપ્ત છે, પરંતુ સદ્ગુરુનો મિલાપ દુર્લભ છે કહ્યું છે કે,—

(कवित्त)

मात तात भ्रात जात सकल मिल जात हात,
सप्त धात पात पुनि उत्तम अगार है,
राज धन धान मान पान औ समान संग,
रंग जमि जात कौन बात दुर्निवार है,
मिलत नाथ नाथ गुरु साथहि अनाथ नाथ,
जाके बिन ज्ञानहीन सकल ससार है,
सुगुरु निज संशय संहारहार नाथ जोड
सद्गुरु मिल जात तारा सुभग अपार है

સંસાર-સાગરથી તારનાર સદ્ગુરુનું શરણ એવું હોય છે કે અંતઃકરણની કાંઈ પણ શંકાને તે રહેવા દેતું નથી શંકાનો ઉચ્છેદ ન થાય ત્યાં સુધી સમાધિ-સિદ્ધિના અપૂર્વ સુખનો લાભ મળી શકતો નથી માટે સ્વરૂપ પણ શંકા ન કરતાં સદ્ગુરુ તથા સત્શાસ્ત્રનો પરિચય કરી સાધના વધારવી

---

## मनने उपदेश

( પદ—કાફી )

हरिचरणे चित जोड, हो मनवा, हरिचरणे० (टेक)
जोबन धन जूठाए जोता, सूतो शुं सजि सोड—हो मनवा १
जूठ प्रपंचथी छेवट छे दुख, छेद तुं तेनो छोड,—हो मनवा २
जूठा जर जुवतीना लोभे, मृगजळ पेठे दोड!—हो मनवा ३
विषयथकी केवळ थइ अळगो, बाह्याचार वखोड,—हो मनवा ४
साचुं जर जे अजर उपासन, युक्ति करी अंग जोड,—हो मनवा ५

आवागमन न तूटे तो पण, तत्वविचार तोड—हो मनवा. ६
जनहित चिंतव नित्य ह्रदयमां, कान पुरे नभु कोड—हो मनवा ७

( ૫૬ ધન્યાશ્રી. )

छोड विषयनो छंद, मन तुं. छोड विषयनो छंद ( टेक )
पंच विषयना प्रपंच सघळा, दे दारुण दुख फंद—मन तु १
था मानव वयतु जागी झट, मटे विकट भवबंद,—मन तु २
आतम—तत्व अभेद जोइने था सद—चिद—आनंद —मन तु. ३
शब्द—स्पर्श—रस—रूप—गंध छे, मायाजाळ अनंत,—मन तु. ४
सत सगत सदगुरुनी सेवा. छे अनहद सुखकंद,—मन तु. ५
वीर विषय रग रगथी छोडी, भज भावे भगवंत,—मन तु. ६
कान ज्ञान दृष्टियी चाले, साचा संत महंत,—मन तु. ७

( ૫૬ ધનાશ્રી. )

क्यां क्यां जइने चडे छे, मन तुं, क्यां क्यां जइने चडे छे. (टेक)
एक घडी कदी शान्त न थातुं, शुं शुं घाट घडे छे.—मन तुं. १
प्होंचे पाताळे तुं क्षणमां, आकाशे अथडे छे.—मन तुं. २
समजे सार असार छतां पण, जइने कुवामां पडे छे.—मन तु. ३
पलमां ख्याल करी खुश थातुं, पलमां पाछुं रडे छे.—मन तु. ४
डरतां जन जाहेरमां करता, ते न तने तो नडे छे.—मन तु. ५
परना सुखथी नाहक बळतुं, निशदिन शुं बबडे छे.—मन तुं. ६
घडीमां वळि पश्चातुं पापथी, न घडीमां त्हारुं घडे छे.—मन तुं. ७
मिथ्या मान अने श्री मदथी, फूलातुं शु सडे छे.—मन तुं. ८
जन्म मरणने दुख आ भवनुं, सघळु त्हारा वडे छे.—मन तुं. ९
आ जगमां सौ जनपर केवु, त्हारुं राज कडे छे.—मन तुं. १०
करी वश तुजने कोई वीरला, हरिपदमां तो जडे छे.—मन तु. ११

# વેદ ધર્મ સભા.

## પ્રમુખ.

રા. રા. ભાઇશંકર નાનાભાઇ, જે. પી.

## ઉપપ્રમુખ.

રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય,
બી. એ., એમ. આર એ. એસ.

## મંત્રી.

શેઠ દ્વારકાદાસ ધરમશી.

ડા૦ પોપટ પ્રભુરામ વૈદ્ય,
એલ. એમ. એન્ડ એસ. જે. પી.

स्थळ पण साथ मळ्युं सारु. सहसा धैर्य गळ्युं मारूं.
उपर थई डोळाय वचेथी मस्त घोघवा दोडे.
जंग बराबर थाता निर्बळ परिसीमाने तोडे,
आखर न मळ्यु हो वारु, सहसा धैर्य गळ्यु मारु.

---

## मनोविकार.

મનોવિકાર એટલે મનની વિકૃતિ અર્થાત્ માનસિક ક્રિયાનાં જે કામ ક્રોધાદિ લક્ષણો છે તેવાં ન્યૂનાધિકપણાનો મનમાં આવિર્ભાવ થવો તેનું નામ મનોવિકાર કહે છે. મનોવિકાર એ એક જાતનું અનારોગ્યપણું એમ કહીએ તો તેમાં જરાય ખોટું નથી. કારણ મનોવિકાર એજ આંતરીક રોગ છે. બાહ્યરોગના અનેક ઉપચારો છે અને તે ઉપચારોથી બાહ્યરોગ મટાડી વૈદ્ય. યશ ભાગી થાય છે પરંતુ મનોવિકાર જન્ય માનસિક વ્યાધીથી નિર્મુક્ત કરવાને કોઇ વૈદ્ય સમર્થ થતો નથી. પોતાના મનોવિકારને શાંત કરવાને અને આરોગ્ય બનવાને મનુષ્ય પોતે પણ અશક્ત હોય છે અને પરાધીન બને છે.

लिखना पढना चातुरी तीन्हो बाता स्हेल
काम दहन मन वस करन गगन चडन मुश्केल.

ગમે તેવો સમર્થ મનુષ્ય છતાં પણ હજી સુધી માનસિક વ્યાધીને હઠાડવાને કોઈ સમર્થ થયેલ નથી તેમ મનોવિકારની એટલી બધી પ્રબળતા છે કે તેથી વૈદ્યરાજે, શરીર સશક્ત કરવા માટે ગમે તેવા પૌષ્ટીક ખોરાક આપશે અને ઊંચી ઊંચી માત્રાઓ આપશે તોપણ જ્યા સુધી મનોવિકાર ( ચિંતા, કામ, ને ક્રોધાદિ )થી વ્યાકુળ શરીર હશે ત્યાં સુધી તે દવાની કશી અસર થશે નહિં. શરીરને ખીલવવાને અને સુધારવાને બીજા અનેક યત્નો કરાશે તોપણ મનોવિકાર શાંત થયા શિવાય તે તમામ યત્નો વ્યર્થજ થવાના. જો મનુષ્ય સબળ અને કાંઇક જ્ઞાનવાન

હોઇ, સ્થળ પરત્વે ને સમય અનુસારક હોય, તે વિકાર નિર્દોષ ગણાય છે. આવા નિર્દોષ વિકારોની હરેક સાંસારિકોને જરૂર હોય છે તેવો વિકાર યોગ્ય સમય પરત્વે પણ જેના અંગમાં પ્રગટ ન થતો હોય તેવાને અનેક સાંસારિક ક્ષતી ભોગવવી પડે છે એટલુંજ નહિ પરંતુ તેવો મનુષ્ય, કદી પણ પોતાનું આત્મબળ પ્રગટ કરી ઉન્નતિને પોહોંચી શકતો નથી. તો યોગ્ય સ્થાન પરત્વે જે માનસિક વિકાર છે તે હરેક રીતે મનુષ્યને ઉત્કેરક કાર્યસાધક અને ઉન્નતપદ પ્રદ છે. પરંતુ સમય પરત્વે તેનો ઉપયોગ કર્યો હોય તોજ નહિ તો અધમપદ પ્રદ હોઈ સદોષી વિકાર બને છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, આમ છ જાતના વિકારો હોય છે. પોતાની વિવાહિતા સ્ત્રી સાથે આનંદ મગ્ન થઈ કામ વિકારવાન બને તો તે વિકાર, ઉત્તમ સંતતીના સાધનભૂત થઈ પુત્ર પૌત્રાદિ સાંસારિક સુખની ઉન્નતિ પ્રદ થઈ પડે છે અને તે સ્થળે વિકારવાન નબને તો નિંદાપાત્ર બને છે. તો આ સ્થળ પરત્વે વિકારવાન્ બનવાની જરૂર છે તેમ હવે તે વિકારનો નઠારે સ્થળે ઉપયોગ કરે એટલે વેશ્યા વિગેરે કુસંગતી તે વિકાર કરાવે તો તે સદોષ વિકાર ગણાય.

ક્રોધ—કોઈ પણ પોતાથી ઉતરતી પંકતીનો મનુષ્ય પોતાનું અપમાન કરે, અથવા અયોગ્ય કર્તવ્ય કરે, તેમ પોતાનું નાનું બાળક અણસમજને લીધે બહુ કલેશ કરાવે ત્યારે ક્રોધ કરવાની જરૂર છે. અથવા શરણે આવેલની રક્ષા કરવાને શરણાગતનું જે ભય સાધન હોય તેને પાછું હઠાડવાને પણ ક્રોધ કરવાની જરૂર છે. એવા સમયપરત્વે ક્રોધ ન કરે તો મહાન નિંદાને પાત્ર બને છે. તેમજ રણ સંગ્રામ વખતે પોતાના શત્રુને હઠાડી જય મેળવવા વખતે પણ ક્રોધ પ્રગટ ન થાય તો પણ નિંદાને પાત્ર ગણાવાય છે માટે તેવા નિર્દોષ ક્રોધ ( વિકાર ) કરવાની જરૂર છે પરંતુ અનાથને રીબાવવા કે નિરપરાધી મનુષ્ય કે અન્ય પ્રાણીનો ઘાત

...વામાં ક્રોધ કરવો એ અયોગ્ય હોવાથી તે મહાદોષ ગણાય છે
માટે તેવો મહાદોષ વિના સર્વથા તજવો જોઇએ

(અપૂર્ણ)

---

## ऑम्

## ज्ञान गुटिका

(ગતાંક પૃષ્ઠ ૯ થી ચાલુ)

મહારાજ વસિષ્ઠજીનો ઉપદેશ—જ્યારે શ્રી રામચંદ્રજીએ તીર્થ (જાત્રા) કરીને દેશદેશાન્તરનો અનુભવ પ્રાપ્ત કર્યા ત્યારે દુનિઆમાં પાપાચરણને બહુ જ વધેલું તથા અધર્મી મનુષ્યોનું અને દૈત્યો વગેરેનું બળ જોઇ તેને બહુજ ચિંતા થઈ તેથી તેઓ સંસારથી ઉપરતચિત્ત થયા, પરંતુ વિશ્વામિત્ર વગેરે ઋષિઓએ જ્યારે રાવણાદિ દૈત્યોના અત્યાચારથી દુઃખિત થઈ, મારા તરફ જોયું, અને શ્રીરામચંદ્રજી મહારાજમાં, એઓને દંડ દેવાની શક્તિઓ જોઈ ત્યારે અધર્મિઓ અને અનાર્થિઓને શાસન કરવા એક સભા બોલાવી તે વખતે વસિષ્ઠજીએ શ્રી રામચંદ્રજી મહારાજ વગેરે બીજા રાજકુમારોને અને અધિકારી પુરૂષોને ઉપદેશ કર્યો તેનો પૂર્ણ હેવાલ યોગવાશિષ્ટ નામના પુસ્તકમાં છે સંક્ષેપમાં સાર એ છે કે સંપૂર્ણ બળ અને સંપૂર્ણ સુખ તો ફક્ત આત્મામાં છે માટે આપણે આપણા આત્માને જાણવો, એ બહુજ જરૂરનું છે તે જાણવાની રીત અહંકારને ત્યાગ કરવો એજ છે આપણો અહંકાર બે પ્રકારનો છે—મલીન અને શુદ્ધ મલીન અહંકાર એ છે કે "હું" દેહી છું, હું અમુક કુળનો છું, અમુક મારો વર્ણ, આશ્રમ છે, હું હાકેમ છું યા ધનાઢ્ય છું યા ગરીબ છું, બળવાન્ છું કે બળહીન ઇત્યાદિ આ અહંકાર, બંધનમાં ફસાવનારો છે, શુદ્ધ અહંકાર એ છે કે હું તપસ્વી છું, ત્યાગી છું, પરમાર્થી છું, જ્ઞાની

છું, અખંડ છું, અવિનાશી છું, ઈત્યાદિ. આ અહંકાર મોક્ષનો બાધક છે. માટે આ અહંકારને પણ તજવો જોઇએ,

અહંકાર તજવાથી હૃદયરૂપી ભૂમીમાં વાસના રહેતી નથી, એજ મુક્તિ છે. વળી એ અવસ્થામાં જે કામ કરાય છે તે સર્વે જીવોના કલ્યાણના કારણ થાય છે. જેમાં સદા સિદ્ધિ મળે છે. અહંકાર સૂક્ષ્મ હોવાના સબબથી જો તેનો ત્યાગ ન થઈ શકે તો મોક્ષના દ્વારપાળ ચાર સાધનો એટલે શમ, શૌચ, સંતોષ, અને સત્સંગ છે તેને વર્તનમાં લેવાં જોઇએ. શમ એટલે રાગદ્વેષનો ત્યાગ. જે જે સકલ્પ સુખની ઈચ્છાથી મનમા ઉત્પન્ન થાય છે તેને ધાર્મિક પરિભાષામાં રાગ કહે છે, અને જે જે વિઘ્ન મનવાંછિત સુખની પ્રાપ્તિમા દેખાય છે તેને દૂર કરવા માટે જે જે સંકલ્પ, મનમાં ઉત્પન્ન થાય છે તેને દ્વેષ કહે છે. રાગ અને દ્વેષ એજ બધાં કર્મોની જડ છે. તે ત્યાગવાથી કર્મોની જડ કપાઈ જાય છે. સતોષ એટલે દુનિઆના અગણિત પદાર્થોમાં મનને લલચાવુ નહિં પરતુ જ્યારે કોઈ ચીજની બહુ જરૂર હોય ત્યારે એ મેળવવા સારી રીતે યત્ન કરવો તે છતાં તે ન મળે તો સંતોષથી બીજી ત્રીજીવાર કોશીષ કરવી. શૌચ એટલે વિચાર, અર્થાત્ જ્યારે કોઈ કામ કરવામાં આવે ત્યારે તેના સારા નરસા પરિણામ ઉપર વિચાર કરવા. દરેક કામમાં જેટલો વધારે વિચાર થાય તેટલું તે કામ વધારે સારૂ થાય છે તેથી વિચારનો સારો અભ્યાસ પડી જવાથી પાતંજલીજીના અષ્ટાંગયોગનું ધ્યાન અને સમાધિ અવસ્થા બીજા સાધનોનો અભ્યાસ કર્યા વગર પ્રાપ્ત થાય છે. સત્સંગ એટલે ગુરૂ કે બીજા વિદ્વાન્ યોગ્ય મહાત્માની સેવામાં જઈ તેની તમામ ક્રિયાને જોવી અને તે રીતે પોતે પણ વર્તન કરવું, એવું વર્તન કરતી વખતે જો કોઈ કઠણ શંકા ઉત્પન્ન થાય તેનું પ્રશ્ન સાચા નમ્રભાવથી પૂછવું જે રીતિ બતાવવામાં આવે તે પ્રમાણે પૂરા પ્રેમ અને ઉત્સાહથી ચાલવું.

સત્સગથી બધો ભ્રમ અને સંશયો દૂર થઈ જાયછે, અને

પ્રકૃતિના જુદા ભેદો માલમ પડી આવે છે કર્મ અને સ્મારની વ્યાખ્યા અને તે છોડી દેવાનો માર્ગ પણ માલમ પડી આવે છે તેજ રીતે ઘણી વાતો, જે માત્ર મોઢેથીજ કહી શકાય, તે માલમ પડે છે, અને ઘણો લાભ થાય છે મહાત્માઓ કૃપણ હોય છે અને આત્મસાધન છુપાવી રાખવા ઈચ્છે છે માટે મોઢેથી કહી શકાય એ મર્યાદા રાખી છે એમ આ ઉપરથી સમજવુ નહિ વસ્તુત વાત એ છે કે દરેક પુરૂષના કર્મ અને સમારનો અનુભવ કરી ઘણી રીતે સાધનો બતાવવામા આવે છે અને તે સાધનોમા વારવાર ફેરફાર કરવો પડે છે તે એટલા જૂદા જૂદા પ્રકારના હોય છે કે તેનો ખ્યાલ અનેક પુસ્તકોથી પણ સપૂર્ણ રીતે ન થાય કદાચ તેનો નિશ્ચય કરવામા આવે તો બીજી રીતના કર્મ અને સસ્કારવાળાને કાંઈ લાભ થાય નહિ, ઉલટુ એથી હાનિ થવાનો ડર રહે જે પુરૂષ સત્સગતી દ્વારા આ વિદ્યાની પ્રાપ્તિ નથી કરતો અને માત્ર પુસ્તકો વાચી ગઈ સ્વરૂપ તત્વ જાણી યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ કરે છે તે કાતો નિરાશ થઈ બેસી જાય છે અથવા તેની શ્રદ્ધા અને વિશ્વાસ નષ્ટ થાય છે, એવો પુરૂષ વખતે વાચક જ્ઞાની થાય છે પણ મુખ્ય મૂળ જ્ઞાન અને તેનુ ફળ જે પરમાનદ છે, તે તેને પ્રાપ્ત થતુ નથી

આ રીતે ઘણા મહાત્માઓએ પોતાનુ સ્વરૂપ જાણવાની રીતિને ભિન્નભિન્ન વ્યવસ્થાથી પ્રગટ કરી છે, તે બધા ઉપર વિચાર કરી દરેક જીજ્ઞાસુને તેના પ્રેમ અને અધિકાર મુજબ સમાન આશ્રયમા સાધનો બતાવવામા આવે છે જીજ્ઞાસુમા પૂરી અને સાચી શ્રદ્ધા હોવી જોઈએ એ જરૂરનુ છે

આપના પ્રથમ પ્રશ્નનો ઉત્તર દેવાઈ ગયાથી હવે બીજા પ્રશ્નોના ઉત્તર પ્રથક પ્રથક લખવા જરૂર નથી કેમકે તેમા એ બધા આવી જાય છે તોપણ આપે પ્રેમ અને જીજ્ઞાસાથી પ્રશ્નો પૂછ્યા તે માટે બાકીના પ્રશ્નોના ઉત્તર પણ ટૂકામા લખી એ છીએ

## બીજો પ્રશ્ન.

પરમાત્મા શું છે અને કેવી રીતે જણાઇ શકે છે?

### ઉત્તર.

જેની દ્વારા અનંત બ્રહ્માન્ડ, પોત પોતાની આકાંક્ષા ઉપર ઘૂમી રહ્યા છે, અને જે નિયમ પૂર્વક સઘળાં કાર્યો કરી રહ્યા છે તે ચૈતન્ય શક્તિનુ નામ પરમાત્મા સર્વવ્યાપક છે માટે ઘટઘટમાં છે, બિરાજમાન્ છે. સર્વેની ઇચ્છા જાણે છે, માટે અતરવ્યાપી છે. તે નિરીચ્છા છે માટે શરીર અને જન્મ મરણથી રહિત છે. તે સત્યસ્વરૂપ છે તેથી સદા એકરસ રહે છે. તે પ્રકાશસ્વરૂપછે સઘળ સર્વેને પ્રકાશ આપી રહ્યા છે. વળી તે સુખ સ્વરૂપ છે, જેથી કલેશ રહીત છે, અને ન્યાયકારી છે માટે અધાને યોગ્ય રીતે કર્મોના ફળ આપે છે. વળી તે દયાળુ છે તેથી દરેક ઉપર પ્રત્યુપકારની આશા વગર કૃપા કરતો રહે છે. અને પોતાના સાચા ભકતોની વિનતિ સાંભળી તેઓના સર્વ કષ્ટોનુ નિવારણ કરે છે, અને દુષ્ટ લોકોના કષ્ટોથી તેઓનો બચાવ કરે છે. પરમાત્મા વળી સર્વ શકિતમાન હોઇને તે અખિલ બ્રહ્માન્ડની ઉત્પતિ, સ્થિતિ,, અને પાલન, તેમજ સહાર આદિ નિયમાનુસાર કર્યા કરે છે. તેમાં તેને કોઈની સહાયતા જોઇતી નથી કે બાધા નડતી નથી. પરમાત્માને કોઈ પ્રકારનો આકાર નથી એટલે તે નિરાકાર છે. એ કારણથીજ તેનું સ્વરૂપ ઇન્દ્રિઓથી જણાતુ નથી, અને આકાર વસ્તુ જેવી કે જીભ વગેરે, જોઇએ તેવુ વર્ણન કરી શકતી નથી.

હવે પરમાત્મા કેવી રીતે જણાય છે. તેનું બયાન કરીએ છીએ. પરમાત્મા માત્ર જીવાત્મા યાને આપણામાં ચૈતન્ય શકિત મોજુદ છે તે જાણવાથી જ્ઞાન થાય છે. જે અધિકારી સ્ત્રી પુરુષો પોતાને જાણી લે છે તે પરમાત્માને પણ જાણી શકે છે, અને ત્યાર બાદ પોતાને તુચ્છ સમજવા મડે છે. જેમ વાસળીનો નાદ સાભળી સાધારણ માણસો કહે છે કે વાંસળી કેવો

જ્ઞાન ગુટિકા

મધુર નાદ કરે છે પરન્તુ જ્ઞાની મનુષ્યો જાણે છે કે વાંસળી બોલતી નથી પણ બજાવવાવાળો બોલે છે તેજ રીતે પરમાત્માને જાણ્યા બાદ એજ બધું કરી રહ્યો છે, અર્થાત્ પરમાત્માના નિયમાનુસાર બધું બન્યા કરે છે એમ નિશ્ચય થાય છે



ઋણુથી મુક્ત થવાય છે. કુળ દીપક સત્પુત્ર જો સંપાદન થયેલો હોય તો મનુષ્યના મરણોત્તર તે પુત્ર, જ્યારે એકાદશાહ આદિ ક્રિયાઓ કરે છે ત્યારે નરકથી મુક્ત થવાયછે અને વાર્ષિક શ્રાદ્ધાદી કરે ત્યારે પિતૃઓ તૃપ્ત રહેતા હોવાથી તેમની તૃપ્તિદ્વારા ત્રીજા પિતૃ યજ્ઞથી મુક્ત થવાય છે.

બીજું રણ ઉત્પાદક અને અનેક સંકટો સહન કરી અંતઃકરણ પૂર્વક પોષણ કરનાર અને સર્વદા બાલ્યાવસ્થામાં અનેક શ્રેયસ્કર તેમજ ઉત્તમ ગતિ બતાવનાર માતાપિતાનું ઋણ પણ મનુષ્યને શીર હોય છે. તનકે ધનથી જે ભલું કરતું હોય તેનાજ ઋણી આપણે છીએ એમ સર્વે મનુષ્યોએ માનવાનું છે કારણ આપણે બાળક હોઇયે, ને હાલવા ચાલવાને અશક્ત હોઇયે તે વખતે પોતાની પુર્ણ અંગ મહેનતે આપણુ શ્રેય કરે છે. મનથી શ્રેયની ઉત્કંઠા રાખે છે અને વિદ્યા વગેરે સંપાદન કરાવતાં તથા સારાં વસ્ત્રો વગેરે લઇ આપતાં ધન વિગેરેનું પણ ઓછોવત્તો ખર્ચ કરી આપણા લાભમાં વૃદ્ધિ થવાને ઉત્સુક રહે છે આમ એ ત્રણેય રીતીથી આપણા ઉપર ઉપકાર કરનારા માતાપિતા હોવાથી તેઓના આપણે ઋણી છીએ. તો તેના ઋણથી મુક્ત થવાનો દરેક મનુષ્યે ઉપાય લેવો જોઇએ તે ઉપાય એ કે હરેક રીતે આપણી ઉપર ઉપકાર કરનારા આપણા માતા પિતાને પ્રસન્નજ રાખવાં, એનું અંતકરણ ખિન્ન અને તેવુ કશું કાર્ય ન કરવું, તેમની સમીપે વિનયપૂર્વક રહેવું, નીતિથી વર્તવું તેમની આજ્ઞાનુ ઉલંઘન ન કરવું, પાદ સંવાહનાદિક તેમની અંગ સેવા કરવી જે કર્તવ્ય તરફ તેઓ તિરસ્કાર બતાવતાં હોય તે યોગ્ય ન ગણવું, તેમની આજ્ઞા પ્રમાણે સદ્વિદ્યા સંપાદન કરી યોગ્ય ઉમ્મર થતાં તેમની દ્રવ્ય સંપાદન કરવાની આજ્ઞા થાય ત્યારે તે માતા પિતા માટે અનેક યત્નો કરી દ્રવ્ય સંપાદન કરી તેમના મનને પૂર્ણ સંતોષ આપી તે કહે તે રસ્તે ચાલવુ. નઠારાં કૃત્યો કરી નઠારે રસ્તે ચાલી તેમના મનને જરા દુઃખી ન કરવું, આમ કરવા છતાં તેમનાં

કરી શકતો પણ એક ચન્દ્ર તેનો નાશ કરે છે. તેમ એક સુપુત્ર સારો પણ સો કુપુત્ર નહિં સારા કારણ ‘મુર્ખ અને દુર્ગુણી સંતાનો માતપિતાની છાતી પર મુકેલી બળતી સગડી બરોબરછે.

શીયાળ બચ્ચાં સો જણે, તે સોએ બિચારાં,
સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં,

એક શિયાળે પોતાના મોટા કુટુંબની વાતો કરવા માંડી તેને એક સિંહણે જવાબ આપ્યો કે—You produce a great many at a bitter, and often, but what are they—Bosees. I indeed have but one at a time; but you should remember that this one is a *"Lion"*

કુપુત્રના કૃત્યોથી પિતાને નીચું જોવું પડે છે. પુત્રને સુપુત્રકે કુપુત્ર કરવો તે હે પિતા! તારી અને તારી પત્નીની સત્તામાં છે.

વિચાર કર કે પુત્ર રૂપી રસાળ જમીન તારી પોતાનીજ માલીકીની છે તે જમીનને ખેડવી એ તારૂં પ્રાથમીક કર્તવ્ય છે. આ જમીન ન ખેડતાં તેમાં નકામા છોડવાઓ ઉગવા દઇશ તો ઉપયોગી વૃક્ષો તેમાંથી ઉગી નીકળશે નહિં—ફકત નીંવણજ નીકળશે. એ તો સર્વ માન્ય સિંધ્ધાંત છે કે જેવું બીજ વાવીએ તેવું ફળ ચાખીએ જેઓ પુત્ર રૂપ જમીનમાં, સદ્ગુણનું ખાતર નાખી, ઉત્તમ, કેળવણીનાં બીજવાવે, તો પરિણામે તેમાંથી ઉત્તમ ફળ ચાખવાની તેને તક મળે પરતુ કશું ખાતર ન નાખતાં, અને કશાં બીજ ન વાવતાં સ્વેચ્છાએ તેમાં છોડવા ઉગવા દે તો પરિણામે તેને પોતાની ભૂલ માટે પૂરતો પશ્ચાત્તાપ કરવો પડશે. તમારી પોતાની જમીનમાં તમારે ઉત્તમ ખાતર નાખી ઉત્તમ બીજ વાવવાં એ તમારા પોતાનાજ ભવિષ્યના લાભ માટે છે. આ માટે જે વિચારોથી બાળકોના કૂમળાં મન બગડવાનો સભવ રહે, તેવા વિચારો તેમની પાસે સંભળાવવા કે તેમના મનમાં ઠસાવવા નહિ.

આનંદ છે તેનો સો મો ભાગ માત્ર પણ વડિલોપાર્જીત દ્રવ્યનો ઉપભોગ કરવામાં નથી. આ વાત યુવાનોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. યુવાનોને આવી સ્થીતિમાં લાવી મુકવાં એપણું તેમનાં વડિલોનું મુખ્ય કર્તવ્ય છે. રાવણ પોતાનું ગુજરાન ચલાવી શકે એવી સ્થીતિમાં પુત્રોને મેલવા તે તેમને નવી–બીજી જીંદગી આપવા બરોબર છે. કેટલાક શ્રીમંતોના કુટુંબોમાં યુવાનો વડિલોની મેળવેલી પુંજીપર તાગડધીનાં કરે છે અને કામ કાજ કરવાનું નહિ હોવાથી દુર્ગુણો તરફ દોરાય છે. વળી મોટાઇનો ગર્વ તેમને ફસાવે છે તેથી આત્માભિમાન વધે છે. આમ થાય તોપણ તેમાં દોષ માબાપોનો છે. તેમણે તેમના મનમા એવો અભિપ્રાય ઠસાવવો જોઇએ કે અમે અમારી મહેનતથી આ પૈસો મેળવેલો છે અને તમે તમારી મહેનતથી મેળવીને ભોગવો. આમ ઠસાવવાથી યુવાનોના મનમાંથી મોટાઈના વિચારો દૂર થાય છે.

પુત્રોને પ્રમાણીકપણાનું ઉત્તમ શિક્ષણ આપો કે જેથી તેઓ પ્રમાણિક થઇ પ્રશંસાને પાત્ર થઇ શકે. દુનિયાને કોઇપણ રીતે તેઓ ઉપયોગી થઇ શકે તેવું વર્તન તેમનું થાય. એવુ શિક્ષણ આપો ન્યાયાન્યાયથી તેમને પૂરતા વાકેફગાર કરો કે જેથી તેઓ ન્યાયને રસ્તે ચાલી સંસારમાં સર્વત્ર માન પામી સુખી થાય નિષ્કપટ અને નિર્દોષતાનુ ઉત્તમોત્તમ શિક્ષણ તેમને આપો કે જેથી પોતાની ભૂલો માટે પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ માત્ર તેમને ન આવે. આવી કેળવણી આપવાથી સંતાનો જીવન સંગ્રામમાં સ્વાભાવિક બળથી વિજય મેળવીશકેછે ઉપરાંત પોતાના ચરિત્રને શુદ્ધ કરવાની સામગ્રીઓનો સંગ્રહ કરી શકે છે. બાળકની કેળવણીનો આધાર તેના કર્મ અને તેને કેળવણી આપવાની તેના માબાપની યોગ્યતા, એ બે ઉપર છે.

બચપણમાંથી તનદુરસ્ત ઉપાછળ લક્ષ આપવાથી શરીર નિરોગી રહે છે. તનદુરસ્ત અને સારા સ્વભાવને ગાઢ મિત્રાઇ છે. તન મન અને નીતિની તન દુરસ્ત એક બીજા પર આધાર

રાખે છે બાળકોની તનદુરસ્તી ખાતર માબાપોએ આ વાત ખાસ ધ્યાનમા રાખવી કે બાળક પર કદિ જમતી વખતે ગુસ્સો કરવો નહિ, કારણ જમતી વખતે મો ચઢાવવાથી, ગુસ્સો લાવવાથી, અને ઉતાવળ કર્યાથી ઉત્તમ ખોરાક પણ પચી શકતો ન એવો ડાક્ટરનો અભિપ્રાય છે, કોઈ પણ બાબતમા બાળ ને ઠપકો આપવો હોય તો તઓ એકલા હોય ત્યારે આપ બાળકને બનતા સુધી કરેલા ગુન્હા માટે, માર શિવાય બીજ ઉપાયો યોજવા પરતુ લાભે વખતે માર શિવાયના બીજા ઉપા વ્યર્થ નિવડે તો મહેજ સજાની આવશ્યકતા છે પણ તેથી કે અવયવને નુકશાન પહોચે નહીં તેની સભાળ રાખવી, ડા ટરનો એવો અભિપ્રાય છે કે—કાનપર લપડાક મારવી, નહિ માફ કરવા જેવુ જગલી કામ છે, કાનપર મારવાથી ઘ બાળકો જીદગી પયત બહેરા થયા છે, કાનનુ ઢોળ કાગળ જે પાતળુ છે અને તેની પાછળ હવા શિવાય બીજુ કાઈ નથ તેથી તેની ઉપર જરા ઈજા થાય કે તે ફાટી જાય છે અ સાભળવાની શક્તી હમેશને માટે નાશ પામે છે

આપણે વિદ્વન્ આર્યો પણ અભિપ્રાયનુ અનુકરણ કર શીખીશુ તો નક્કી આપણા બાળકો મદ્ગુણી થઈ શકશે

"કુટુબના અમુક માણસના દુષ્ટ કૃત્યથી તમારા વિચ પ્રમાણે તમને નીચુ જોવા જેવુ લાગવાના ભયથી તમે તેના કૃત્યને જગતના લોકોથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરીને તમા કુટુબના બીજા માણસોનો ભોગ આપો તે તમારી નબળા કહેવાય એ તમારો અપરાધી ભરેલો સ્વાર્થ સમજવો હુ કાર કહેવાનુ કે પિતાએ પોતાના પુત્રની ગેરવર્તણુક ઉપર પડ નાખવાને બદલે ઉઘાડો પાડવો અને તેને સુધારવાનો પ્રયત્ન કરવો, કે જેથી બીજા છોકરાને ખોટુ દષ્ટાત મળે નહિ"

સસાર સાગરમા નિર્વિઘ્ને મુસાફરી કરવા ધર્મ રૂપ નાવ આવશ્યક્તા તેના મનપર પુર્ણ ઠસાવવી આથી જરાવસ

સુધી તેઓ સુખી થઈ જીવન સાર્થક કરી પરલોકમાં પણ સુખ પ્રાપ્ત કરી શકે. ધર્મ તત્વના બીજ બાળવયથીજ બાળકોના હૃદયમાં રોપવાથી યુવા વસ્થાએ પહોંચતાં તેઓને ધર્મપર શ્રદ્ધા રહે છે. પરંતુ બાળવયમાં ધર્મ શિક્ષણ ન મળ્યુ હોય તો યુવાવસ્થામાં જુદા જુદા ધર્મોનાં પુસ્તકો વાંચતાં તેમાં શ્રદ્ધા ચોંટે છે અને પશ્ચાતાપનું પરિણામ આવે છે. યુરોપીયનોની પેઠે પ્રાર્થનાઓ કરતાં બાળકોને સાથેજ રાખવા જેથી તેઓને શ્રદ્ધા ચોંટે. મીલાવડા કે સમાજ ભરાઈ હોય તેમાં એકાદ ઉમ્મરલાયક પુત્રને સાથે લઈ જવો કે જેથી ત્યાં સચવાતા વિનયાદિ ગુણોનુ પ્રત્યક્ષ શીક્ષણ લે. ગમે તે ભાષાની કેળવણી લેતાં છતાં સ્વધર્મ પ્રત્યે શ્રદ્ધા ભક્તિ રાખવી. ધર્મના ફરમાનો જાતિનો માર્ગ સૂચવે છે, માટે ધર્મ તત્વો ધીમે ધીમે સમજાવવાં.

આગળ લખ્યા પ્રમાણે તેમને કેળવણી આપ્યા પછી; લોક પ્રિય લેખમાળાના અંક ચોથામાં--ભણીને શું કરવું? તેમાં લખ્યા પ્રમાણે વર્તવુ ધંધાદારી વેપારી વર્ગના યુવાનોની ફરજ છે કે તેમણે પોતાના વડિલોના ચહડતા ચાલતા ધધામાં પ્રથમ મદદ કરવી. કેળવણી પામ્યા પછી વેપારમાં જોડાવાથી વેપારના નવા નવા નિયમો શોધી કઢાય છે. જેમના વડિલો સરકારી નોકરી કરતા હોય તેમણે નોકરી માટેજ તૈયાર થવુ એમાં કાંઈ સાર્થક નથી.

પોતાના બાળકોનું વલણ દરેક પિતાએ પ્રથમથીજ ધ્યાનમાં લેવું. અને તે વલણ પોતાના ચાલતા ધધા તરફ વળે તેમ કરવું. પરંતુ તેમ બનવુ અશકય જણાય તો તે બાબત પુરતી તપાસ કરી, યોગ્ય ઉમ્મરે તેમનુ જે તરફ વલણ હોય તેજ ધંધામાં તેમને પ્રવીણ કરવા પ્રથમથીજ વેપારને બરની કેળવણી શરૂ કરવી આમ ન કરવાથી 'જેમ હાલમાં હજારો યુવાનો ફક્કડ કપડાં પહેરી નવરા (રખડયા' કરે છે તેમા તમારાં બાળકોનો વધારો થશે.

પાશ્ચિમાત્ય પ્રજાની પેઠે પૂર્વ તરફના લોકો બાળકોના વલણ પર ધ્યાન આપી તેમને અમુક ધધા માટે મુકરર કરવામા આવતા નથી એજ દેશની દરિદ્રતાનુ સબળ કારણ છે એક મોચીના છોકરાને સુતારનો ધધો કરવાનુ મન થયુ હોય અગર એક લુહારના છોકરાને બુટ બનાવવાનુ મન થતુ હોય, અને જો તે તરફજ તેના મનનુ મજબૂત વલણ હોય, અને તે કામ તે સારી રીતે કરી શકે એમ હોય તો પછી તેવા ધધામા તેમને જોડવામા કશી હરકત નથી હાલના જમાનામા જો જુદો ધધો શરૂ કર તો ગામમા ચાલવુ પણ ભારે પડે છે પણ આવી નીંદા ઓ માટે આખ આડા કાન કરવામાજ શ્રમ સમાયેલો છે

વલણ પ્રમાણે યુવાનોને જો ધધે લગાડવામા આવે તો આજ કાલ કેળવણી લઇ ડીગ્રી મેળવ્યા છતા હજારો યુવાનોને રખ ડતા જોવા પડે છે તે સર્વ દૂર થાય અને પરિણામે આ આર્યા વર્ત દેશ પુન સર્વોત્તમતાને શીખરે બીરાજે જ્યા સુધી આવા વિચારો પ્રજાના હૃદયમા નહિ ઠસે ત્યા સુધી કોઇ પણ પ્રકારે દેશોત્કર્ષ ઇચ્છવો સુલભ નથી વલણ વિરૂધ્ધના ધધામા મન ખુચતુ નથી તેથી તેઓ તેમા કદિપણ પૂર્ણતા મેળવી શકતા નથી

આજકાળ ચોતરફ 'નોકરી'નો પવન વાય છે તેમા તમારા પુત્રો ન સપડાય તેમ કરજો પરતત્રતાની બેડીમા પડી તેને સડી જવુ ન પડે અને પોતાનુ જીવન એક ગુલામ જેવુ ન કરી નાખે તેમ કરવુ સ્વતત્ર ધધો હાથ ધરવાથી યુવાનો પોતાની શક્તિથી જન સમાજની ઉત્તમ સેવા બજાવી શકે છે પરતત્ર થવાથી તેના મનના ઉભરા મનમાજ સમાઇ રહે છે સ્વતત્ર ધધો એટલે પોતાના બાપદાદાની દુકાનથી જુદા થઇ બેસવુ એવો નથી પણ તેમને તેમા સાહ્યતા કરવાનુ ગાભીર્ય તેમા સમાયલ છે પિતાની આજ્ઞામા ન રહેતા મરજી

દુનિયામા નિશ્ફળ નિવડવાનુ પહેલુ પગલુ પગારવાળી નોકરી લેવાનુ છે. કારણ કે તેથી સ્વતંત્રતા જાય છે, નોકરી આપનારને આધીન થઇ રહેવુ પડે છે અને મરદાઇનો ગુણ ઓછો થાય છે add A.

પોતાનુ અને એ ત્રણ બીજા માણસોનુ પુરૂં કરી શકે એટલી કમાવાની શકિત થાય ત્યારે પુત્ર માટે કન્યાની શોધ કરવી. કારણ લગ્નવિના સ્ત્રી પુરૂષો હરીઠામ બેસી શકતા નથી જીવ અસંતોષી રહે છે. પરણવુ એ સ્વાભાવિક છે. ન પરણાવવાની કુદરતી કાનુનો તુટે છે. આ કામ પુત્ર યોગ્ય ઉમ્મરે પહોચે ત્યારેજ કરવુ. બાળ લગ્નથી થતાં અસંખ્ય ગેરફાયદાઓ ધ્યાનમાં લઇ તે રૂઢી રીવાજને વળગી ન રહેવું રીવાજના ગુલામો થઇને ન રહેવું વખતને અનુસરી વર્તવુ જે સાથે પુત્રને આખી જીદગી કાઢવાની છે અને જેના પર પુત્રના સુખનો સર્વ આધાર છે તે વધુનીશોધ કરી લીધા પછી તેમા પુત્રની સમતિ લેવી બનતાં સુધી, શ્રીમંતાઇ તરફ ન જોવું કુલીનકુલની યોગ્ય વયની કન્યા શોધી તે સાથે લગ્ન કરવુ કારણ સારી પત્ની હોવી એજ દુનિયામા મોટામાં મોટુ સુખ અને ઉત્તમ દીલાસો છે

સર્વ બાળકો તરફ નિષ્પક્ષપાતપણે વર્તવું કુટુંબ મોટુ હોય તો સમજુ પિતાએ પુત્રોને જુદા કરી આપવા અને તે પર પોતાનો કાબુ રાખવો અને પોતા પાસે પાચ પૈસાનો જીવ રહે તેમ કરવુ કે જેથી સર્વ નમતા ભજતા રહે.

ઘણી વખત માબાપોની શિખામણ કરતાં પુસ્તકો બહુ સારી અસર કરે છે. તો આ યોગ્યતા અને નીતિને લગતા પુસ્તકો પોતાના પુત્રો પાસે વંચાવવાં. બનતાં સુધી પ્રસંગ પડતા પુત્રોને બોધ અને સમજણ આપતા રહેવુ. આ બાબતમા જરા પણ શરમ ન રાખવી લોર્ડ ચેસ્ટરફીલ્ડ પોતાના પુત્ર પ્રતી તથા ભામિનીભુષણના ભાગ ચોથામાં શેઠે પોતાના ચાર

પુત્રોને વિદેશમાં આપેલી શીખામણોનું અનુકરણ કરવા દરેક પિતાએ પ્રયાસ કર્યો અને તમામ બાળકોએ સમરણે રાખવી

निर्दोष एको हरि । એવા અક્ષર બમળમા નાખી લેખના દોષો માટે ક્ષમા કરવાની વાચક વૃદપ્રત્યે અવિનય વિજ્ઞપ્તિ છે

"ઝવેરી મોરજી"

સમાપ્ત

---

## ગ્રંથાવલોકન

**"સ્વર્ગનુ વિમાન"**—આ નામનુ સરસ, સદાચાર, સદ્ગુણ ચિત્તશુદ્ધિ, ભક્તિ, જ્ઞાન, નિયમ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન વિષયોપર એકદર સવાસણનો સુબોધક વાર્તાઓનુ, પુસ્તક, રા અમૃતલાલ સુંદરજી પઢીઆરે રચ્યુ છે ને આપણા પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થ સ્વર્ગવાસી શ્રીમાન્ લક્ષ્મીદાસ ખીમજીના કાર્યભારી રા છોટાલાલ આનદજીએ પ્રસિધ્ધ કર્યું છે તેની પહોચ આનદપૂર્વક સ્વીકારતા જણાવવાનુ કે રા૦ અમૃતલાલ એક તરુણ પણ ઉત્સાહી લેખક છે ને તેમની વિચારસરણી માની પણ અર્થસૂચક અને એકદર અસરકારક છે ધર્મજ્ઞાનના બહોળા વિષયો આવી રચનાથી લખતા આ બાલ વૃદ્ધને તે એક સરખો ઉપયોગ લઇ શકશે ને ગહન ગ્રથોનુ તાત્પર્ય સરળથી સમજી અધિકારી જનોને સન્માર્ગ ગ્રહણ કરવા સાધનરૂપ થશે એમા કશો શક નથી આ કથામાળામા પ્રસગોપાત ગીતાજી વગેરે સર્વ માન્ય ગ્રથોના શ્લોકો તેમજ પ્રાચીન–અર્વાચિન ભજન–પદ ટાકીને પુસ્તકને રમીક બનાવવા યત્ન કરવામા આવ્યો છે, તે કેટલેક અંશે પારપડેલો જણાય છે, તથાપિ કહેવુ જોઇયે કે તે કવિતાની ટુકોમા કિંચિત અશુધ્ધતા રહી ગઈ છે તેમજ વાક્ય રચનામા પણ કઇક સશોધનનો અવકાશ છે, જે ઉપર દ્વિતીયાવૃત્તિ પ્રસગે લક્ષ આપવામા આવે તો ઠાક

રા. પઢિયારે આ ગ્રંથ પોતાના પિતાશ્રીને અર્પણ કરી શુદ્ધ ચિત્ર અને ખરી પિતૃભકિત દર્શાવી છે, તેથી પ્રત્યેક બાળકોને પોતાના માતા-પિતા પ્રત્યે મમતા રાખવાનો ઉત્તમ બોધ મળે છે, રા. અમૃતલાલે "અમૃત વચન" "સંસારમા સ્વર્ગ" "આર્ય વિધવા" વગેરે ગ્રંથો લખી ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માટે યથા શક્તિ પરિશ્રમ જારી રાખ્યો છે, જે ઉત્તરોત્તર પરિપકવ થઈ વાંચકવર્ગને ઉપયોગી થઇ પડે તેમને ઉત્તેજન મળે એવું અમે ઇચ્છિયે છીયે. અમારા જાણવામાં આવ્યું છે કે, આ ગ્રંથમાની કેટલીક કથાઓ તેલવાડી મધ્યે શ્રીનર-નારાયણના મંદિરમાં પ્રસંગોપાત આપણા આધુનિક ભક્તરાજ બુવા જાદવજી મહારાજ શ્રવણ કરાવે છે ને તેમની કૃતિની મદદથી આ ગ્રંથની યોજના સારા પાયાપર થઇ છે, આથી ગ્રંથકારને તેમજ તેમના સહાયકને અભીનંદન આપતાં આર્ય ધર્મની ઉન્નતિ માટે તેમનો શ્રમ સતત જારી રહે ને ફળદાયી નિવડે એવી અમારી મનોવાંછના છે.

આ ગ્રંથનું કદ રોયલ કદનાં પૃષ્ઠ લગભગ ચારસો છે ને પાકું કપડાનું પૂઠું ત્રણ સોનેરી નામો જોતાં તેનુ મુલ્ય રૂ. ૧ાા બહુ સસ્તુ છે.

**"પ્રબોધ પ્રભાત"**—ભાટિયા કુળભૂષણ શ્રીમાન પુરૂષોત્તમભાઈ વિશ્રામ માવજીએ આ પુસ્તક પોતાના ઉંચા અભ્યાસથી રચી પ્રગટ કર્યું છે. તે તુરતજ નામદાર ગાયકવાડ સરકારના પંકાતાં કેળવણી ખાતાએ ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર કર્યું, તે ઉપરથી તેની યોગ્યતા તથા માન્યતા સમજાણી છે માટે ધન્યવાદ આપીએ છીએ.

આ ગ્રંથ કેવળ પરમાર્થ વૃત્તિથી પોતાના મરહુમ માતુશ્રીના સ્મારક દાખલ પડેલી કિંમતે રા. પુરૂષોતમદાસે આ પુસ્તક આપવા ધારેલ છે. ને તેમાં ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સુબોધક ચોવીશ વાર્તાઓ દાખલ કરી છે. તેની રચના અત્યંત શુદ્ધ

હિતકર ઉદ્યોગ ફલિભૂત કરે એવી ઈશ્વર પાસે અમારી પ્રાર્થના છે

**દિનચર્યા**—તેના બનાવનાર કાન્ત (મણિશંકર રત્નજી) છે પરતુ અમોને તેમના ભાઇ વૈદ્ય હરજીવન રત્નજી તરફથી એ નાનું પુસ્તક મળ્યુ છે તેની અંદર દીવસ કેમ ગાલવો એ વિષયમા વેદ સ્મૃતિ અને શ્રીમદ્ભગવતગીતાને આધારે ટૂંકો છતા ઘણો ઉત્તમ લેખ લખી પોતાની સારી વિદ્વત્તા જણાવી છે. રા રા. મણિશંકરની કલમ ગુર્જર વર્ગમા જાણીતિ છે માટે આ નાનકડા પુસ્તક ખાતર વિશેષ લખવા પ્રયોજન નથી એમના અતરાત્માનુ વળણ કાયમ આવા ઉત્તમ લેખો લખવા માટે અમર રાખો એજ માત્ર પ્રભુ સમક્ષ અભ્યર્થના છે.

---

## उद्योगमां अविलंब करवा विशे.

### झूलणा

छेक हिम्मत नथी धन नथी माहरे
साव निर्बळ पड्यो हु बिचारो
वय नथी माहरी व्हार नथी कोईनी
थायछे अंतरे अे विचारो
वखत सारो नथी शु करु हाल हुं
खूबखातां खरे आम गोथां
उदयनां साधनो आम मळता नथी
अस्त आवी पडे वाट जोतां
नजर पडती नथी काम करतां कशी
छेन संयोग सारो अमारे
छे प्रतीकूळ ईश्वर, खरे हालमां
कोण आ कष्टथी हाल तारे

## खेद कारक मृत्यु.

દિલગીરી સાથે જણાવવાનું કે મુબઇના જાણીતા વેપારી શેઠ રૂઘંનાથજી તારાચદ થોડો વખત માદગી ભોગવી માર્ગશિર્ષ શુ૦ ૧ ને રવીવારે આ દુનીયાને તજી દઇ પરલોક વાસી થયા છે—શેઠ રૂઘનાથજી ધર્મને માટે સારી લાગણી ધરાવતા હતા અને ઇશ્વર તરફ ખરેખરા આસ્તિક હતા તેઓએ નાશકમા શ્રીદ્વારકાનાથજીનુ મંદિર બંધાવેલું છે તેમજ કાઠીયા-વાડમા જુનાગઢ પાસે આવેલ કુતિયાણા ગામમાં શ્રી રામચંદ્રનું દેવલ બધાવેલ છે તથા આ શહેરમાં અષ્ટોત્તર શત પારાયણ કરાવેલી હતી. આવા આવા ઘણા ધર્મ કાર્યો તરફ તે લાગણી ધરાવતા હતા અમારી વેદધર્મ સભા તરફ પણ તેઓ સારી આસ્તા ધરાવતા હતા પ્રભુ આવા આસ્તિક નરને પરલોકમાં શાંતી આપો.

# સપટ કંપનીની

## જગ પ્રસિદ્ધ દવા.

સપટ કંપનીના આલેક
વૈદ પુરૂષોત્તમ નેણશી
દુકાન ન. ૨૫૯-૨૬૧ કાલબાદેવી શેઠ બુદ્ધિવર્ધક સ્કુલ સામે મુંબઇ.

## સપટ કંપનીની હરસની ગોળીઓ.

આ ગોળીઓથી, ગમે તે જાતના લોહીયાર દુજતા કે સુકા મસા કે હરસ સારા થાય છે, દુજતા મસા તરત બંધ થઇ બેસી જાયછે, ઝાડો સાફ લાવે છે, ભુખ લગાડેછે, સફરામા થતી વેદના બંધ થાયછે, દરદોનો મુળ સુદ્ધાં નાશ કરેછે ત્રણ દીવસમા ફાયદો થાયછે કીમત ગોળી ૫૦ ની શીશી એકનો રૂપીઓ એક.

**વાપરવાની રીત**—દીવસમા બે વખત દર વખતે ગોળી બે સવાર સાંજ ઠંડા પાણીથી લેવી

**હરસનુ મલમ**—શીશી ઔંસ ૦॥ (અરધાની) નો રૂ ૧॥ દોઢ
વાપરવાની રીત—હરસ મસાપર લગાડવુ

**૧ સરટીફીકેટ—અમરેલી** ખાતેથી એઝીકયુટીવ એનજીનીયરની ઓફીસમાથી શેઠ દામોદર બાપુજી લખી જણાવે છે, અમરેલી તા૦ ૧૨—૮—૧૯૦૦—વહાલા મી૦ સપટ, મારા એક મીત્ર મારફતે મેં તમારી હરસની ગોળીઓ મગાવી હતી અને છેલ્લા પખવાડીયાથી હુ તેનો ઉપયોગ કરૂ છુ, અને હાલને માટે મને સંપૂર્ણ ગુણકારી નીવડી છે અને મને આશા છે કે તે મને કાયમને વાસ્તે આશીર્વાદ રૂપ [illegible] છે [illegible] ચાર વર્ષ થયા એ રોગની બીમારીથી હું પીડાતા હતો, [illegible] તમારી ગોળીઓથી મને બેશક મોટો ફાયદો થયો છે મહેરબાની કરીને એ ગોળીઓની એક વધુ શીશી ટપાલ મારફત મોકલી આપશો. એજ

તા૦ ૩૦ મહેરબાની કરી ઉપલી શીશી સાથે તમારા વાયુ ઝરી તેલની શીશી એક તથા દંતમંજનની શીશી એક પણ મોકલશોજી.

# આર્યધર્મપ્રકાશ.

પુસ્તક ૩૨ મું ] ચૈત્ર સંવત્ ૧૯૫૮ [ અંક ૬ઠો

## ॥ यतो धर्मस्ततोजय ॥

### दिव्यनाद

मल्हारना छाया

સુંદરી સ્વીકારોર  એ રાગ

नम्र सुधारोरे अरज स्विकारोरे
ओ श्री नटवर शामळीयाजी—स्विकारोरे
शुभकर प्रिय मकरन्द मनोहर धारोरे
स्वान सुधा निशदिन वरसावी
मंजुलता अंतर पसरावी

मम अंतर अमृतमय झरणां
अपो नित्य वसावा—अरज    १
अद्भुत स्वर्गिय सौख्य समपो,
कड्रर अलौकिक अमर तपो,
भक्ति सुधारस अपो—अरज    २
तव चरणना दर्शन येना
कर मम भरभुत नागर,

थाशे कळ तन रोमनो
उद्भव बहु प्रिय लागशे,
तल्लीन थातां चरणमा
सकँट सकळ मम भागशे
छेवट माहि आत्मा प्रभुमम
मोक्ष पद्वी मागशे
दामोदर भाळेरे.
जन्म सुधारोरे.—अरज स्वि०

---

## प्रबोध चंद्रोदय.

(વાર્તિક)

(ગતાંક પૃષ્ટ ૧૯ થી ચાલુ.)

હમેશાં મલિન હોય છે તે નિર્મળની પાછળથી નિંદા કરે છે, અને પોતાની મહત્તા બતાવી નિર્મળને તુચ્છકારે છે. એ સૃષ્ટીનો સહજ નીયમ છે, પરતુ તે મલિનનો નિર્મળ સાથે પ્રત્યક્ષ સમાગમ થતાં તે નિર્મળની સમક્ષ મલિન જરા પણ ટકી શકતું નથી અને નિર્મળને દેખીને પલાયન થઇ જાય છે, જે વિવેકના આગમનથી કામદેવ ઉપર થયેલી અસરથી આપણે જોયુ છે વિવેક ઉપર આવ્યો અને કામદેવ અને રતિને ત્યાથી નહાસતાં જોઇ તેને સંબોધીને બોલ્યો—"કેમ પલાયન થાય છે? તારામાં સત્યત્વ હોય અથવા મને જીતવાનુ સામર્થ્ય હોય તો ઉભો રહે!" આટલું કહી પોતાની સાથે આવતી પોતાની સ્રી મતિને સંબોધી તે બોલ્યો—"પ્રિયે! જોયુ કે કામદેવની મદોન્મત્ત વાણી સાભળી કે! આત્મશ્લાઘાપરાયણ આખા જગતને મોહમા નાખી ફસાવી સંસારાર્ણવમા ડૂબાવનાર અધમ

नैन छिंदंति शस्त्राणि नैन दहति पावक '
न चैनं क्लेदय त्यापो न शोषयति मारुत .

આમ પરમાત્માને શસ્ત્ર છેદી શકતુ નથી, અગ્નિ બાળી શકતો નથી, જળ ભીંજાવી શકતુ નથી અને પવન સૂકવી શકતો નથી એવા સર્વથી અજીત પરમાત્માને એ અહંકારાદી પોતાના પાશથી બાધી શકે, એ મને તો મહાન આશ્ચર્ય લાગે છે!" મતિના વચનો સાભળી વિવેકે ઉત્તર આપ્યો "એ તો સ્વાભાવિક જગતનો નીયમ છે કે, ગમે તેવો ધૈર્યવાન હોય, વિદ્યાવાન હોય, શાન્તીવાન હોય, વીર હોય, પોતાના પરાક્રમોથી આખા જગતને વશ કરનાર હોય-ટૂંકામા અનેક તત્વવેત્તા હોય છતા તેવો અનેકને વશકનાર પુરૂષ પણ સ્ત્રીથી બધાઈ જાય છે, અર્થાત સ્ત્રીને જીતીજ શકતો નથી, સ્ત્રી આગળ તેનુ વીર ત્વ, વિદ્યા, શાત સ્વભાવ અને પોતાની વશ કરવાની શકતી કાંઇ કામ નથી કરતી, અને તેનેજ ઉલટુ બંધાવું પડે છે! સ્ત્રી આગલ જતાં ગમે તેવો ડાહ્યો મનુષ્ય પણ પોતાનું ડાહાપણ અને વિવેકાદિ ગુણો ભૂલી જાય છે, એ સહજ છે! આમ પરમાત્મામા પણ સમજી લેવું! તે પરમાત્મા અચ્છેદ્ય, અદાહ્ય, અશોષ્ય, અજીત અને કોઇથી પણ ન બંધાય એવો છે તે સત્ય છે પરતુ તેપણ પોતાની માયા રૂપ સ્ત્રીના પાશમાં બંધાય છે, અને તેથીજ પોતાના સ્વરૂપને પણ ભૂલે છે !" મતિએ પુન. શકા થતા પૂછ્યુ-" નાથ! મને તો આપના વચન પરથી બહુ આશ્ચર્ય લાગે છે! સહસ્ર કીરણો વાળા સહસ્ર સૂર્ય સમાન પ્રકાશિતનો અંધકાર પરાભવ કરે એ અતિ આશ્ચર્યકાર કથન છે!"

(અપૂર્ણ.)

# આત્મ

# જ્ઞાન ગુટિકા

લખનાર શા બા દુર્લભજી ધરમશી વૈદ

(ગતાંક પૃષ્ઠ ૧૩ થી ચાલુ)

## પ્રશ્ન ૬ ઠો

મુક્તિનુ શુ સ્વરૂપ છે?

### ઉત્તર

મુક્તિ એ એક સસ્કૃત શબ્દ છે તે મુ ચ ધાતુમાથા નિકળ્યો છે તેનો અર્થ "છુટવુ" થાય છે કોઇ પણ તરેહનુ બધન ન રહે એવી રીતની બુદ્ધિની અવસ્થા તેને મુક્તિ કહેવાય છે આત્માનો અનુભવ થયા પછી જ્ઞાન પ્રાપ્ત થાય છે બધી શક્તિઓ લાબી મુદત સારી રીતે વૃદ્ધિગત થઇ વર્તનમા રહે ત્યારે મુક્તાવસ્થાની પ્રાપ્તિ થાય છે નિષ્કામ કર્મો કરવાથી અને સત્સગ રાખવાથી સાત્વિક બુદ્ધિ થાય છે

"સાધારણ ધર્મ પુસ્તક"ની બીજી આવૃત્તિના ચોથા ભાગમા મોક્ષ પ્રકરણની અદર મુક્તિનુ જેટલુ અને તેવુ પૂર્ણ વર્ણન કરેલુ છે, તે વિચાર પૂર્વક વાચનમા લેવુ જોઇએ

## પ્રશ્ન સાતમો

જીવ અને બ્રહ્મનો ભેદ સાચો છે કે અભેદ?

### ઉત્તર

મોક્ષાવસ્થાની પ્રાપ્તિ પહેલા આ પ્રશ્નનો ઉત્તર જણાવવા થી અગર નહિ જણાવવાથી કાઇ લાભ કે હાનિ નથી આ પ્રશ્નનો ઉત્તર જણાવવાથી મોક્ષની પ્રાપ્તિમા કાઇ મ હાયતા મળી શકતી નથી, તેમ તેના ઉત્તર ન જાણવાથી કઇ નુકસાન પણ નથી પરતુ પણ સાતી મનુષ્યોએ એક નિયમ એવો [illegible]

ના ઉત્તરમા હકાર કે નકાર સાંભળી ઉત્તર દેવાવાળાની બાબતમાં એ ખાસ મત ઠરાવી દલીલ સાભળતાજ નથી વાસ્તવિક રીતે જોતાં મોટા મોટા મહાત્માઓએ અને જ્ઞાનીઓએ જીવ અને બ્રહ્મનો ભેદ અને અભેદ ઘણીજ યોગ્યતા અને કઠિન યુક્તિઓથી ચર્ચેલો છે, તે એવી રીતે કે જે પક્ષના પ્રમાણોને કહેવામાં કે સભળાવવામાં આવે તે સાચા લાગે, પણ એ વખાણોની ખૂબીઓ જ્યારે તેને નિષ્પક્ષી થઇ વિચારમા લઈએ ત્યારેજ જણાય વાસ્તવિક રીતે જોતા તો જ્યારે મોક્ષાવસ્થાની નિકટ પહોચીએ ત્યારેજ તે વાતનો યથાર્થ ખ્યાલ આવે છે, માટે મોક્ષાવસ્થાની પ્રાપ્તિ માટે યત્ન કરવો જોઇએ પછી પોતાની મેળેજ જીવ અને બ્રહ્મની ઐકયતા કે ભિન્નતાની ખબર પડે છે.

આપે સાચી જીજ્ઞાસાથી આ પ્રશ્ન કર્યો છે તો તેનો સાધારણ રીતનો ઉત્તર લખુ છું.

મનુષ્યોએ પોતાની હાજતો પુરી પાડવા માટે દરેક પદાર્થનું તેના ગુણનો વિચાર કરી નામ પાડેલુ છે. આત્મ વિદ્યા સમજવા તથા સમજાવવા મુખ્ય મુખ્ય શબ્દો તથા તેના અર્થો મુકરર કર્યા છે. જીવ અને બ્રહ્મ એ બે શબ્દો તેમાંના છે. તેઓના અર્થોમાં ખાસ ખાસ શકિતઓ સમજી લેવાની છે. જીવ શબ્દ એ જીવ ધાતુમાંથી નિકળ્યો છે. તેનો અર્થ "જીવવું" થાય છે જે ચૈતન્ય શકિત શરીરમાં ફેલાઈ તેને જીવતું રાખી રહી છે તેને ધાર્મિક પરિભાષામાં જીવ કહે છે. બ્રહ્મ શબ્દ બૃહ ધાતુમાંથી નિકળ્યો છે, તેનો અર્થ ફેલાવાનો છે જે શકિત સઘળી જગોમાં ફેલાઇ રહી છે તે ચૈતન્ય શકિતનું નામ બ્રહ્મ છે આ બને શબ્દો ધર્મસબંધી પુસ્તકો, તેમાં વિશેષ કરીને વેદાન્ત શાસ્ત્રમાં વાપરવામાં આવે છે.

જ્યાં સુધી આત્મા ઇચ્છાઓના કારણ શરીરના કોશમાં બધ રહે છે તે જીવ એ નામથી કહેવાય છે તે, વખત સુધી તેઅલ્પજ્ઞ અને તેનું બળ શરીરનીજ અદર બધ રહે છે,

અને બ્રહ્મથી તેનેભેદ દ્રષ્ટીમા જોવામા આવે છે જ્યારે યથાર્થ જ્ઞાનનો પ્રકાશ થાય છે અને કાઇ પણ સ્વાર્થી ઇચ્છા રહેતી નથી અને વળી શરીરના બધન છુટી જાય છે, ત્યારે તેની અલ્પજ્ઞતા દુર થઇ જાય છે, ત્યારે જીવ અને બ્રહ્મનો અભેદ થાય છે

આવી રીતે દરેક સાચો મુમુક્ષુ થોડી મુદત યોગાભ્યાસ કરે તો તેને માલમ પડે છે કે, એક પળની પણ સમાધિથી તરત અનુભવ થાય છે કે આત્મા શિવાય બીજુ કાઇ પણ નથી મતલબ કે જોવાવાળો, જે ચીજથી જોવાય છે તે ચીજ અને જેને જોવાનો છે તે બધા એકજ ચીજ છે જેમ સ્વપ્નાવસ્થામા ઘણી ચીજો દેખાય છે, પણ જાગૃત થયા બાદ શીઘ્ર નિશ્ચય થાય છે કે સ્વપ્નામા જોયેલી બધી ચીજો ખ્યાલ માત્રજ હતી, તેવી રીતે જાગૃત અવસ્થાની બધી ચીજો ભિન્ન ભિન્ન માલમ પડે છે, પરતુ તુરિયા અવસ્થા પહોચ્યા પછી સારી રીતે નિશ્ચય થાય છે કે સઘળો આત્માનોજ પ્રકાશ છે, અથાત્ અતરમા આત્મા અને બાહ્યમા વિરાટ રૂપ જગત છે

માટે દરેક માણસને ઘટે છે કે સાત સારા સાધનો ઉપ યોગમા લઇ આત્મવિદ્યા શીખવી, અને પોતાના સતાનોને બાળકપણથીજ સસારવિદ્યાની સાથે આત્માવિદ્યાનુ શીક્ષણ અપાવવુ તેથી તેઓની આ લોકમા અને પરલોકમા સિદ્ધિ થાય છે

આપ અને બીજા મહાશયો આ મારા જવાબો જો મતમતાન્તર ઉપર ધ્યાન રાખી વાચશો અથવા સાભળશો તો કોઇ એ તેવો લાભ મળશે નહિ, પણ જો નિષ્પક્ષપાત થઇ સાચા ભાવથી વાચશો, સાભળશો અને તે ઉપર વિચાર કરી વૃર્તનમા લેશો તો ઘણો લાભ થશે લાભ માટેજ મે આ ઉત્તરો લખ્યા છે

આપનો શુભ ચિન્તક,

શિવ ગણ બ્રહ્મચાર્ય

# મહાત્મા શ્રીમન્ હનુમાનદાસજી કરેલાં કેટલાંક પ્રશ્નોનું નિરાકરણ.

સંપાદક—પુરોહીત બદ્રીલાલ રતનરામ.

## ૨ દૈવ વિષે.

ચિત્ત જે કાંઇ વાન્છા કરે છે અને શાસ્ત્ર અનુસાર પુરૂષાર્થ નથી કરતું તે સુખ નહિ પામે કારણકે ચિત્તની ઉન્મત્ત ચેષ્ટા છે પુરૂષાર્થ બે પ્રકારના છે એક શાસ્ત્રાનુસાર અને બીજો શાસ્ત્ર વિરૂધ્ધ છે જે કોઇ શાસ્ત્રને ત્યાગીને પોતાની ઇચ્છા પ્રમાણે, કાંઈ પણ કરે છે અને કરશે તે કાંઈ પણ પ્રાપ્ત નહિ કરે અને શાસ્ત્ર અનુસાર કરશે તો સિધ્ધતા પ્રાપ્ત કરશે, અને કોઇ પણ દિવસ દુઃખ નહિ પામે અનુભવથી સ્મરણ અને સ્મરણથી અ નુભવ એ બને પરસ્પર છે. તેમા દૈવ કાંઇ ચીજ નથી બીજો દૈવ કોઈ નથી કેવળ પુરૂષાર્થ એ દૈવ છે જેનું કરેલું હોય તે ને તેવું મળે છે. પરન્તુ જેનું અભીષ્ટ હોય તેને અનુસરી તે ચાલે છે અર્થાત્ તે પ્રમાણે વૃત્તિ સ્ફુરે છે. જેના પુર્વના સંસ્કાર બળવાન હોય તો તે જીતી લેછે. અને ચાલુ પુરૂષાર્થ બળવાન હોય તો તે જીતી લેછે જેમકે એક માણસને બે પુત્ર હોય અ ને તે બેને લઢાવે તો તેમાથી બળવાન હોય તે જીતે છે અને બી જો હારે છે જોકે છોકરા તો એકના છે પણ બળવાનની જીત છે. તેમ કર્મ બન્ને આપણા છે તેમાં પુર્વના કર્મ સારા હોય તો તેની સહાયથી જલદી જય થાય છે. જો કે આ જીવ સત્સંગ કરે છે અને સત્શાસ્ત્રનો દ્રઢ અભ્યાસ પણ થાય તો પુર્વના સં સ્કારને પુરૂષપ્રયત્નથી જીતી લેછે. જેમકે આગલે જન્મે દુષ્ટ કૃત્ય કર્યું છે, અને આગળ સુકૃત કરે તો આગલાનો અભાવ થઇ જાય છે. તે પુરૂષપ્રયત્નથીજ થાય છે પુરૂષાર્થ શું છે અને તે નાથી શું થાય છે તે શ્રવણ કરો.

જ્ઞાનવાન જે સન્ત છે અને સતશાસ્ત્ર જે બ્રહ્મવિદ્યા છે. તેને માટે પ્રયત્ન કરવો તેનુ નામ પુરૂષાર્થ છે એવ પુરૂષાર્થથી

મેળવવાને યોગ્ય આત્મા છે જેનાથી સસાર પાર પમાય છે, જે કોઇ સિદ્ધ થાય છે તે પોતાના પુરૂષાર્થથીજ થાય છે બીજો કોઇ દૈવ નથી જે કોઇ શાસ્ત્ર અનુસાર પુરૂષાર્થનો ત્યાગ કરીને કહે છે કે જે કરે તે દૈવ કરે છે, તે માણસમા આલસ્ય છે તેનો સગ કરવો દુખનુ કારણ છે, માણસે પહેલુ તો એવુ કરવુ જોઇએ કે આપણા વર્ણાશ્રમના શુભ આચારને ગ્રહણ કરે અને અશુભનો ત્યાગ કરે, પછી સતોના સગ અને સતશાસ્ત્રના વિચારને વિચારી પછી આપણા ગુણદોષના વિચાર કરવા જોઇએ કે દીન રાત્રીમા આપણે શુભ અશુભ શુ કર્યુ છે અને પછી ગુણ અને દોષના પણ શાક્ષીભુત થઇને જે સતોષ, ધૈર્ય, વૈરાગ્ય વિચાર અને અભ્યાસ આદિ ગુણ હોયછે તેને વધારે અને દોષ વિપરીત છે તેનો ત્યાગ કરે જ્યારે આવો પુર્ષાર્થ અગીકાર કરશે ત્યારે પરમાનદ આત્મતત્વને પામશે જેવી રીતે ઘાએલ થએલો મૃગ, ઘાસ, તૃણ અને પાહડાને સુદર જાણી ખાય છે તેવીરીતે સ્ત્રી, પુત્ર, બાન્ધવ, ધનાદીમા મગ્ન નહી થવુ જોઇએ તેનાથી વીરક્ત થઇ જેવા રીતે દાત પીસીને જોરથી કામ કરીએ છીએ તેવી રીતે તે સસાર સમુદ્રથી પાર ઊતરવા યન્ત કરવો જોઇએ જેવી રીતે કેશરીસિહ બળ કરી પાજરામાથી નીકળી જાય છે તેવી રીતે પુર્ષાર્થ કરવો તેનુ નામ પુર્ષાય છે જેને સિદ્ધિ પ્રાપ્ત થઇ છે તેને પુર્ષાર્થથી થઇ છે તેના વગર થતી નથી જેવી રીતે પ્રકાશ વગર કાઇ જ્ઞાન નથી થતુ, જેને આપનો પુર્ષાર્થ ત્યાગ કર્યો છે ને દૈવ કલ્યાણ કરશે તેવા આશાવાળા વ્યથ દિવસ ગાળે છે જેવી રીતે પત્થરમાથી તેલ કાઢવુ તેવી રીતે દૈવ જાણવુ—માટે દૈવનો ત્યાગ કરી પુર્ષાર્થ કરો જે ણે પુર્ષાર્થનો ત્યાગ કર્યો છે તેને સુદર કાન્તિ તથા લક્ષ્મિ ત્યજે છે એટલે તેનો તે ત્યાગ કરે છે

પુરૂર્ષાર્થ એનો છે કે સતોનો સગ અને સતશાસ્ત્રનો વિચાર કરીને તે અનુસાર ચાલે જે તેનો ત્યાગ કરે છે અને

આપણી ઇચ્છા પ્રમાણે ચાલે છે તે સિદ્ધને પ્રાપ્ત નહિ થાય અને જે કોઇ શાસ્ત્ર અનુસાર ચાલે છે તે આલોકમાં તથા પર લોકમાં સુખ પામી સિદ્ધિ મેળવે છે. તેથી સંસાર રૂપી જાળમાં ન પડવું જોઇએ. પુર્ષાર્થ એ છે કે સત્ જનોનો સંગ કરવો અને બોધ રૂપી કલમ અને વિચાર રૂપી સાહીથી સત્શાસ્ત્રના અર્થ હૃદયરૂપી પત્રપર લખવા. જ્યારે એવો પુર્ષાર્થ કરી લએશો ત્યારે સંસાર જાળમાં નહિ પડો.

જે કોઇ સંતોની સંગતી કરે છે, સત્ શાસ્ત્ર વિચારે છે, પણ તેના અર્થમાં પુર્ષાર્થ નથી કરતા તેને સિદ્ધતા પ્રાપ્ત થતી નથી. જેવી રીતે કોઇ અમૃતની પાસે બેસે પણ પાન કર્યા વિના અમર ન થાય તેવી રીતે અભ્યાસ કર્યા વગર પ્રાપ્ત થાય નહિ. અજ્ઞાની જીવ તેનો જન્મ વ્યર્થ ગાળે છે. જેવી રીતે બાળપણમાં મૂઢ અવસ્થામાં લીન રહે છે; યુવામાં વિકારને સેવે છે, અને જરામાં જર્જરી, અનેક રોગી ભૂત થાય છે, તેવી રીતે જન્મ વ્યર્થ કરે છે. જે કોઇ દૈવનો આશ્રય કરે છે તે પોતાનો હન્તા થાય છે તેસુખ નહિ પામે. જે કોઇ માણસ વ્યહવાર અને પરમાર્થને ત્યાગીને મૂઢ થાય છે પશુ માફક દુ:ખને પામ્યા છે એમ વિચાર કરીને જોયું છે માટે તમે પુર્ષાર્થનો આશ્રય કરો અને સતશાસ્ત્ર રૂપી દર્પણથી આપણ ગુણ દોષને જુઓ અને દોષનો ત્યાગ કરી શાસ્ત્રના સિદ્ધાંતનો અભ્યાસ કરો. જો દૃઢ અભ્યાસ કરશો તો જલદી આનંદ પામશો.

---

## ૩ ચિત્ત વિષે

આ બધું માયામય સંસાર ચક્ર છે. તેનું નાભિસ્થાન ચિત્ત છે. જ્યારે ચિત્ત વશ થાય ત્યારે સંસાર ચક્રનો વેગ રોકાય બીજી કોઇ રીતે રોકાય તેમ નથી જ્યારે ચિત્તને સ્થિત કરશો ત્યારે જગત ભ્રમ નિવૃત થશે અને જ્યારે ચિત્ત નિવૃત

થાય ત્યારે પરબ્રહ્મ પ્રાપ્ત થાય છે જે કોઈ મતોએ અને શાસ્ત્રમા કહ્યુ છે તેનો બરાબર વિચાર કરવો સસારમૃગ તૃષ્ણા ના જળવત્ અને સ્વપ્નવત્ જાણી તેનાથી વૈરાગ્ય કરવો આ બે ઉપાયથી ચિત્ત સ્થિત થાય છે આ ચિત્તના સયોગથી ચેતન તેનુ નામ જીવ છે જ્યારે ચિત્તનો અભાવ થાય ત્યારે જગત ભ્રમ શાંત થાય છે રાગ, દ્વેશ, ભય, ઇચ્છા આદિ વિકાર ચિત્તમ હોય છે શાંતિ, શિવતા, સર્વજ્ઞતા, આત્મા, તૃપ્તતા એજ છે પણ જો ચિત્ત નષ્ટ ન થાય તો કોઈપણ નથી જ્યારે વસ્તુનો બોધ થાય ત્યારે એક અદ્વૈત આત્મ સત્તા ભાસે છે જ્ઞાન તરફ વૃતિ રાખવી જગત્ તરફ વૃતિ ન રાખવી કોઇ તરફ ધ્યાન ન રાખવુ અંદર જે જાણવાવાળા સાક્ષી સત્તા છે તેમા વૃત્તિ રાખવી એ ચિત્ત સ્થિર કરવાનો પર ઉપાય છે સતોનો સગ અને શાસ્ત્રથી નિર્ણય કરેલા અર્થનો અભ્યાસ થાય તો ચિત્ત નષ્ટ થાય અને અભ્યાસ ન થાય તોપણ સતોના સગથી અને સત્શાસ્ત્રો સાભળવાથી સહેજ ચમત્કાર થઈ આવશે આશા રૂપી શાખીને બાલવાનો ઉપાય મનથી મનને મનન કરીને જ્ઞાન રૂપી અગ્નિ પ્રદિપ્ત કરવો તો તેને બાળી નાખશે જેટલુ ઇશ્વરી તેજ છે તેટલુ બળવાન છે પણ તત્વવેત્તા સૌથી ઉત્તમ છે જોગી સૌ લઘુ છે આ જીવને ચિત્તે દીન કર્યો છે જેમ જેમ વધ્યા છે તેમ તેમ દુખી કરે છે અને જેનુ ચિત્ત ક્ષીણ છે તેનુ કલ્યાણ છે મિથ્યા અભિમાનથી આત્મા નથી ભાસતો જ્યારે ભોગોની તૃષ્ણા મટે ત્યારે ચિત્ત ક્ષીણ થઇ જાય છે

ચિત્તરૂપી સો દુર્વાસના, ભોગરૂપી વાયુ, અને શરીરમા દઢ આસ્થારૂપી મૃત્તિકા, સ્થાનથી મોટુ થઈ જાય છે અને એવા પદાર્થથી જ્યારે મોટુ થાય, ત્યારે મોહરૂપી વિષથી, જીવને મારે છે એવા દુષ્ટ સર્પને જ્યારે મારે ત્યારે કલ્યાણ થાય દેહમા જે આત્મ અભિમાન થઇ ગયુ છે ભોગોની તૃષ્ણા કરે છે અને મોહરૂપી વિષ ચઢી ગયુ છે પણ જો દાન્ત

વિચારરૂપી ગારૂડ મંત્રીનું ચિંતન કરે તો વિષ ઉતરી જાય. બીજો ઉપાય નથી, અનાત્મામાં આત્મ અભિમાન અને પુત્ર, દારા-આદિ મારૂં તારૂં એમાં ચિત્ત વધી જાય છે અને અહંકાર રૂપી વિકાર ચિન્તનારૂપી કીડાને આ મારૂં ઇત્યાદિથી ચિત્ત કઠણ થાય છે. ચિત્તરૂપી વિષનું વૃક્ષ છે. દેહરૂપી ભૂમીમાં ઉગ્યું છે. સંકલ્પ વિકલ્પ એનાં ડાળાં છે. દુર્વાસના રૂપી પત્ર છે. અને સુખ દુઃખ, આધિ વ્યાધિ, મૃત્યુ રૂપી એના ફળ છે. અહંકાર રૂપી કર્મ જળ છે. તે સીંચવાથી વધે છે. અને કામ ભોગ રૂપી પુષ્પ છે. ચિન્તા રૂપી મોટી ડાળને, વિચાર અને વૈરાગ્ય રૂપી કુવાડાથી જયારે કાપે, ત્યારે શાંતી થાય. ચિત્ત રૂપી હાથી જે તેણે શરીર રૂપી તળાવમાં આવીને શુભ વાસના રૂપી જળને મલીન કર્યું છે. અને ધર્મ સંતોષ, વૈરાગ્ય રૂપી કમળને તૃષ્ણા રૂપી નેત્રથી એઈને નખથી કાપો. જેવી રીતે કાગડો અપવિત્ર ભોજન કરી કા કા કરે છ તેવી રીતે ચિત્ત અપવિત્ર ગૃહોમાં બેસીને ભોગોની તરફ દોડે છે: જેમ કાગડાને એકજ આંખ હોય છે તેમ ચિત્ત માત્ર વિષય તરફજ દોડે છે. એવા અમંગળ રૂપી કાગડાને વિચાર રૂપી ધનુષ્યથી મારો ત્યારે સુખ થશે. ચિત્ત રૂપી દોરથી સંપુર્ણ જગત્-કર્તા કર્મ ક્રિયા રૂપી ગાંઠથી બંધાયા છે તે દોરીને અસંગ શસ્ત્રથી કાપીને સુખી થાઓ. કેવળ સાધુ સંગથી અને શાસ્ત્રના અભ્યાસ અને વિચારથી નાશ થાય છે. ચિત્તમાં ભોગની તૃષ્ણા રૂપી વિજળી ચમકે છે અને જ્યાં એની વર્ષા થાય છે. ત્યાં બોધ રૂપી ક્ષેત્ર અને શમ-દમ રૂપી કમળોને નાશ કરે છે. જ્યારે વિચાર રૂપી મંત્ર હોય તો શાંત થાય. ચિત્તની ચપળતાને અસંકલ્પથી ત્યાગ કરો. જેવી રીતે બ્રહ્માસ્ત્રથી બ્રહ્માસ્ત્ર છેદાય છે તેમ મનથી મનને છેદો, એ

ચીત અતરમુખી કરી સ્થિર કરો, ત્યારે ચિત રૂપી વાનર સ્થિર થશે, ત્યારે શરીર રૂપી વૃક્ષ શોભશી રહીત થશે શુદ્ધ બોધથી મનને જીતો અને આ જગત્ કે જે તૃણથી તુચ્છ છે તેથી પાર થઇ જાઓ શ્રી સદ્ગુરૂએ નમ

જે મૈત્રિ કરૂણા અમાન્યતા ગુણોથી સ્થિત છે અને જેનુ મન આત્મ વિષયથી શાંત પામેલુ છે તેને સમાધિ કહે છે કાઇપણ ના કરો તોપણ માત્ર એક ઉપાય અવશ્ય કરો, તે એ કે દેહને કાષ્ટ લોષ્ટવત્ જાણીને તેનુ અભિમાન ત્યાગ કરો

આત્મબોધ નથી થતો ત્યા લગણ આ દીન જીવ દુખી થાય છે તેથી બધા ઉપાય ત્યાગ કરીને ભક્તિ કરીને મોક્ષની વાન્છના કરો

ચિત્ત નાશ કરવાના બે ક્રમ છે યોગ અથવા જ્ઞાન

ચિત્તવૃતિ રોકવી તે યોગ અને સમ્યક વિચાર તે જ્ઞાન સતજનના સગથી શાસ્ત્રોના વિચારથી અને વિષયના વૈરાગ્યથી યોગાભ્યાસ થાય છે પહેલા જગતમા અસત્ બુદ્ધિ કરવી (એટલે જગત્ અસત છે) અને આપણો જે ઇષ્ટ દેવ છે તેનુ ધ્યાન ધરવુ જ્યારે ચિરકાળ ધ્યાન થાય છે ત્યારે એક તત્વનો અભ્યાસ થાય છે ગુરૂને મોઢે સાભળી તે પ્રમાણે પ્રાણનો નિરોધ કરે તો નિરોધ થાય છે ગુરૂના ઉપદેશ સિવાએ થતો નથી અગસ્ત મુનીના પુત્ર વીતળ મુની વીશ હજાર સાતસો વર્ષ પર્યંત જીવન મુક્ત રહીને પછી વિદેહ મુક્ત થયા

વાસના ક્ષય થાય મનનો નાશ થાય તોપણ જે તત્વજ્ઞાનનો અભ્યાસ ના કરે તો સિદ્ધિ નથી પ્રાણાયામ જ્યારે ગુરૂની બતાવેલી યુક્તિથી થાય ત્યારે, અને આસન અને આહાર સયમથી પ્રાણોના સ્પ દ રોકાય છે

ऑम्

तत् सत् परमात्मने नम

श्रीमत् शंकराचार्य कृत "अपरोक्षानु भूतिनुं गुजराती भाषान्तर.

લખનાર રા. આ. દુર્લભજી ધરમશી વેદ.

दोहरा.

( ગતાંક પૃષ્ટ ૧૮ થી ચાલુ )

એક રૂપ ચૈતન્ય ત્યા નથી ભેદનો જોગ,<br>
જીવત્વ પણ વ્યર્થ છે, સર્પ રજ્જુનોભોગ. ૪૩

રજ્જુના અજ્ઞાનથી, રજ્જુ ભાસે વ્યાલ;<br>
જગત વિવર્ત છે બ્રહ્મનુ રાખો એ શુભ ખ્યાલ; ૪૪

ઉપાદાન આ જગતનું જાણો બ્રહ્મજ એક;<br>
સર્વ પ્રપચ આ જે જુઓ, બ્રહ્માકારે છેક. ૪૫

નથી વ્યાપ્ય ને વ્યાપ્યતા, કરે વેદ પરમાણ;<br>
સકળ બ્રહ્મપરતત્વ છે, "એજ ખરૂ તું જાણ ૪૬

શ્રુતિ સ્વમુખે ઉચરે, "નાત્નાત્વ" નથી લેશ,<br>
અદ્વૈત કારણ સ્થિત કરે, જરા રહે નહિ કલેશ. ૪૭

ભેદ કરે જે બ્રહ્મમાં, જન્મ મરણનો દોષ,<br>
માયાથી વચિત થઇ ગૃહે કરે અફસોસ ૪૮

ભૂત માત્ર સર્વે જનિત, પરબ્રહ્મથી માન;<br>
લય પામે વલી બ્રહ્મમા, રહે નહિ નિશાન ૪૯

વિવિધ નામ ને રૂપ જે, અખીલ કર્મનો ક્રમ;<br>
બ્રહ્મ ઉપાડી શિર ધરે, વિના ખેદ કે શ્રમ. ૫૦

સોના કેરી વસ્તુની, સુવર્ણતા હમેશ,<br>
બ્રહ્મોત્પતિની બ્રહ્મતા, નહિ સદેહ લવલેસ ૫૧

જીવાત્મતા પરમાત્મતા, એ બેમાં લઘુ ભેદ,<br>
મૂઢ માનવી જે કરે, ગૃહે જન્માન્તરખેદ ૫૨

દ્વૈત ભાન અજ્ઞાનથી, તેને નહિ ખરૂ ભાન,
આત્મ રૂપ જે જગતનુ, જાણો તે તો જ્ઞાન ૫૩
સર્વ ભૂતની આત્મતા, જાણે જે નર વીર,
મુક્ત મોહ ને શોકથી, શોભે તે શૂરવીર ૫૪
આત્મા આ છે બ્રહ્મરૂપ, સર્વાત્મકતા પૂર્ણ,
બૃહદારણ્યની શ્રુતિએ, કર્યુ તેનુ છે ચૂર્ણ ૫૫
મુક્ત સર્વ વ્યવહારથી, દિસે ખરો આ લોક,
[illegible] ક્ષણના બાધથી, સ્વપ્નતુ [illegible] ૫
સ્વપ્ન જાગૃતે નષ્ટ છે, [illegible] ને નહિ જાગૃત,
લયમા એ, [illegible] નહિ બનેના લય ૫૭
[illegible] ગણના નિર્માણ તે, નિ[illegible] સમજી સાર,
એક ગુણાતીત શાસ્વત, દ્રષ્ટા છે નિરધાર ૫૮
ઘટ ભ્રાન્તિ જેમ માટીમા, છિપે રજત છે સ્થિત,
તદ્વત બ્રહ્મ જીવની, નથી ભેદની રીત ૫૯
નામ ઘડાનુ માટીમા, કનકે કુંડળ નામ,
રજત સંજ્ઞા છે છીપમા, બ્રહ્મ જીવનુ ધામ ૬૦
નીલ રંગ આકાશનો, મરૂ સ્થળે જેમ નીર,
સ્તંભ પુરૂષની આકૃતિ, ચિદાત્મ વિશ્વની ક્ષીર ૬૧
ભ્રાન્તિ ભૂતની શૂન્યમા, ગંધર્વપુરી છે જેમ,
આકાશે બે ચંદ્રમા, સત્યે જગત સ્થિતિ તેમ ૬૨
જળના મોજા જળ રૂપે, તામ્રપાત્ર જેમ તામ્ર
બોધ બ્રહ્માન્ડનો તેમ છે, રૂપે આત્મારામ ૬૩
ઘટ નામે જેમ મૃતિકા, તંતુથી પટનામ,
સચ્ચિદાનંદ જગતથી, માનો ઇચ્છો ધામ ૬૪
અજ્ઞાને નહિ જાણીયે, ઘટાદિ માટી સાર,
માટીના કારણ થકી ઘડો બન્યો છે કાર્ય ૬૫
કારણ રૂપ છે મૃત્તિકા, કાર્ય રૂપ ઘટ જેમ,
શ્રુતિ,યુક્તિ નિશ્ચ[illegible], પ્રપંચ બ્રહ્મજ તેમ ૬
ઘટનુ ગ્રહણ કરતી લહે, મૃતિકાનુ ખરૂ ભાન,

પ્રપંચ અવલોકન વડે, સ્વયં પ્રકાશનું જ્ઞાન. ૬૭
આત્મા સદા વિશુદ્ધ છે, અશુદ્ધ માત્ર દેખાય,
જ્ઞાની રજ્જુ ઓળખે, અજ્ઞાને ન કળાય. ૬૮
કુંભ અવશ્ય જેમ મૃત્મય, દેહ તેમ ચિન્મય,
આત્મ-અનાત્મ વિભાગ તેમ, અબુધ કરે અતિશય. ૬૯
સર્પરૂપે રજ્જુ ગણે, રૂપા રૂપે છીપ,
નિર્ણય એવો જે કરે વિમૂઢનો તે દ્વિપ. ૭૦
ઘટ રૂપે જે મૃતિકા, પટ રૂપે જે સૂત,
નિર્ણય એવો જે કરે વિમૂઢનો તે પૂત. ૭૧
કનક કુંડલના રૂપથી, તરંગ રૂપથી નીર,
એવો નિર્ણય જે કરે, વિમૂઢનો તે વીર. ૭૨
પુરૂષ રૂપે જે સ્તંભને જળ રૂપે મરિચી,
એવો નિર્ણય જે કરે, વિમૂઢ તેની ધિ: ૭૩
ગૃહ રૂપે જે કાષ્ટને, ખડગ રૂપે જે લોહ,
એવો નિર્ણય જે કરે, બુદ્ધિ કલંકિત મોહ. ૭૪
જળમાં જોતાં કોઇને વૃક્ષ દિસે વિપરીત,
તેમ સ્થુલ આત્મા ગણે, એ અજ્ઞાનની રીત. ૭૫
બેસે નાવે નર કદી, ચંચળ ભાસે સર્વ,
તેમજ આત્માને વિષે, ધરે દેહનો ગર્વ. ૭૬
નેત્ર રોગ પીડિત જુએ, શુભ્ર રંગને પીત,
સ્થૂલ ગણે છે તેમ તે સદાનંદ ને ચિત. ૭૭

(અપૂર્ણ.)

---

## कलापिने संबोधन.

( સૌથી સમરથ રાધાવરનો આશરો એ રાગ. )

સુરતાની વાડીના મીઠા મોરલા !
ઉછળતા શા ઉર સાગર ઉલ્લાસ જો !
નિર્લતી સૌરભાગ્યા સુહાગન જ્યોત્સ્નિકા !

પ્રિન્સિપાલ હતા. ૧૮૯૧ ના ઑગસ્ટની ૧૪ મીએ તેમણે કૉલેજ છોડી, તે પહેલાં ૧૮૮૯ ના ડીસેમ્બર ૧ લી તારીખે તેમનાં કચ્છ– રોહા અને કોટડા એ બે સંસ્થાનની રાજકન્યાઓ સાથે લગ્ન થયેલાં પાછળથી એક પત્રમાં કલાપીએ લખ્યુ છે કે–

"લગ્ન થયાં પણ મને મ્હારા અભ્યાસમાં નડનાર તે અરૂચિકર હતા." ૧૮૯૧ ના ઑકટોબરની ૧લીએ સુરસિંહ હિંદુસ્તાનની મુસાફરીએ નિકળ્યા ૧૮૯૨ ના જાન્યુઆરીની ૨૨ મીએ જગન્નાથપુરીથી "પ્રિય માસ્તરસાહેબ જોશીજી" ઉપર લખેલો એક વિસ્તીર્ણ અને સુન્દર પત્ર પાછળથી "કાશ્મીરનો પ્રવાસ" અથવા "સ્વર્ગનુ સ્વપ્ન" એ નામે પુસ્તકના રૂપમાં પ્રસિદ્ધ થયેલો છે ૧૮૯૨ ના મેની ૨૨ મીએ તેઓ મુસાફરી પુરી કરી પાછા આવેલા

૧૮૯૨ ના ઑક્ટોબરની ૧૫ મીએ "ફકીરી હાલ" એ નામથી એજ સાલના નવેમ્બરના સુદર્શનમા પ્રસિદ્ધ થયેલી ગઝલો લખાઇ.–ગુજરાતની ગરીબ થએલી વાડીમા કલાપીની કેકા સંભળાવી શરૂ થઇ, જે કલાપીના સ્વર્ગારોહણની સાથેજ વિરામ પામેલી છે.

૧૮૯૮ ના જુલાઇની ૧૧ મી તારીખે તેમણે શોભના સાથે લગ્ન કરેલુ કલાપી અને શોભનાનો સ્નેહ એ કલાપીના આન્તરજીવનનો સર્વોપરી ભાગ છે પણ એ ઇતિહાસ ગુજરાતના સાહિત્યમા પ્રસિદ્ધ થવાને હાલ વિલમ્બ છે

એજ સાલના જાન્યુઆરીની ૧૪ મી તારીખે એક પત્રમાં કલાપી લખેછે –

કવિતા! મ્હારી કવિતાને હુ કવિતા કહેતો નથી હુ કવિ છુ, એવુ હુ માનીજ શકયો નથી ફરીથી કહેવાદો કે મિલ્ટન કે શેકસપિયર હિંદુસ્તાનમા હમણા નથી, અને બહુ કાલસુધી આવવાના નથી અહીં કોઇને "કવિ" કહેતા ત

શબ્દનેજ હલકો કર્યા જેવુ છે, અને એ પણ શુ નથી થઇ ગયુ ? આપણે હમણા જેને " કવિ " કહીએ છીએ, તેને poet કહી શકીશુ ? મને વિચારો ગોઠવતા આવડતુ નથી મ્હારા જીવનમા કલા નથી માત્ર લાગણીઓ છે અને મ્હારી કવિતા પણ તેવીજ છે હુ જે કાંઇ લખુ, તે મને જ આનન્દ આપી શકે તેવું એ થતુ નથી હુ શેલી કે શેકસ્પિયર વાચતો હોઉ છુ, ત્યારે ઘણી વખત મન થઇ જાય છે, જાણે મ્હારી કવિતાને—એ કાગળોને બાળી નાખુ વળી સ્વાનુભવ રસિક કવિમા અને સર્વાનુભવ રસિક કવિમા હુ બહુ ભેદ જોતો નથી જે વ્યષ્ટિને બરાબર ગાઇ શકે, તે શુ સમષ્ટિનુજ ગીત નથી ? એકજ ચાવી બધે લાગી રહી છે "

૧૮૯૮ના એપ્રીલની ૧૭મીએ ગોપનાથથી કલાપીએ સ્ની ડન ભાર્ગના સ્નેહ વિશ્વ ઉપર એક વિસ્તીર્ણ પત્ર લખેલો જે પાછળથી એક "જિજ્ઞાસુની" સહીથી પ્રસિદ્ધ થએલો છે એ લેખમા કલાપી કબૂલ કરે છે, કે—"શ્રદ્ધા કારણોમાથી નહિ, પણ કારણો શ્રદ્ધામાથી આવે છે," પણ એ પત્રમા ધર્મ અને સ્નેહસબધી જે વિચારો દર્શાવ્યા છે, તે ઉપર ઘણુ કહેવાની જરૂર છે પણ આ પ્રસગે તે કહેવાને મને અવકાશ નથી

સવત ૧૯૫૬ના વૈશાખ જેઠના "ચદ્રમા" " [illegible] તને દિન ચર્યાલેખ "

એ નામનો એક ઇગ્લિશ નવલનો ન્હાનો સરખો અનુવાદ પ્રસિદ્ધ થયેલો છે, તે ઘણુ કરીને કલાપીનો છેલો મહત્વને લેખ છે, એ લેખમા તે લખે છે —

"પોતાનુ મરે અને પારકાનુ મરે એમા દુનિયા લેખી રહે છે દુનિયાની બહાર ગયેલુ કોઇ એ લેખી છૂટી જાય છે કલાવીર કલામા અને દયાલુ દયામા ગળી પડે છે, ત્યા કોને પારકુ પોતાનુ હોય છે ? જે બાલા હુમાણી ઉડી ગઇ, તેમા પ્રભુએ તેની ત્યા સુધી હતી એવા જીવને બ[illegible] ચાહે છે, પણ એવા જીવને એનો મીતે જીવ દેવુ ચાહે ? તે [illegible] તને પૂછા અત્યારે

કલાપીનાં ઘણાં કાવ્યો સુદર્શનમાં અને થોડાંએક "ચન્દ્ર" માં પ્રસિદ્ધ થયેલા છે, ઘણાં હજી અપ્રસિદ્ધ છે. સુદર્શનમાં પ્રસિધ્ધ થયેલા કાવ્યો માટે એ માસિકનાં નવિન તન્ત્રિએ લખ્યું છે કે તેમાં "મનુષ્ય હૃદયની અમુક વૃત્તિઓ એના વિવિધ ભેદ પ્રભેદ સાથે ઠીક ઉતારવામાં આવી છે." મને લાગેછે કે એ વિદ્વાન તંત્રીએ કહી શકાય તે કરતાં ઓછું કહ્યું છે. મને તો એમ લાગે છે કે ઉછરતી પ્રજાના રસિક બન્ધુઓ કલાપીને ઘણું વધારે માન આપશે, કારણ કે સુદર્શનના વિદ્વાન તન્ત્રીઓ જીવનની જે "વિલક્ષણ મધુરતા"ની વાત કરે છે તે કલાપીના તમામ લેખોમાં સ્પષ્ટ અનુભવી શકાય.

કલાપી સનમનો શોધક છે. તેની કેકામાં પ્રાપ્તિનો ઉલ્લાસ નથી પણ સાચી પ્રીતિનો આવેશ છે, તે ગાય છે—

પેદા થયો છૂ ઢૂંઢવા તૂને સનમ!
ઉમ્મર ગુઝારી ઢૂંઢતા તૂને સનમ!

અને તરત તે અફસોસ કરેછે—

છે દુશ્મનો લાખો ભુલાવા રાહનેઃ
દુશ્મન બનાવી યાર અજાયો સનમ!

ઓ પ્રભુ તારા તરફના રાહને ભુલાવાને લાખો દુશ્મનો છે, અને હૂ એ દુશ્મનોને યાર બનાવી અજાયો!

ગફલત મહી હૂં, ઝાલિયો કાબીલએ
જૂદાઇ યારોની મઝા, એને સનમ!

ઓ પ્રભુ! હૂ ગફલતમા, અને એ દુષ્ટો પ્રવીણ તારાથી મારી જૂદાઇ—તમામ યારોની જૂદાઈ એ મને તો મઝા!

જે રાહદારીમા અમોને લૂટતુ,
ઉમેદ બર આવો નહી એની સનમ!

ઓ પ્રભુ જે અમને માર્ગે ચાલતા લૂટે છે તેની અમને લૂટવાની ઊમેદ સફલ ન થાઓ!

ગ્રહસ્થો, આ ભજન ગઝલો સાભળતા આપને લાગશે કે
" કલાપીને સમ્બોધન"મા તેના નીચે રહેલા બન્ધુએ કશી
તિશયોક્તિ કરેલી નથી ભાવનગર ૩ ૨ ૦૩

कान्त

## ब्रह्मचारी श्री रामेश्वरानदजीनु खेदकारक मरण.

અમે જણાવવાને દિલગીર છીએ કે, અત્રેની હિદુ ધર્મ
સભાના પ્રસિદ્ધ સ્થાપક અને નેતા બ્રહ્મચારી શ્રી રામેશ્વર
જીનો સ્વર્ગવાસ થયો છે એ બ્રહ્મચારી શ્રી, કેટલોક વખત
કેવળ દૂધ ઉપર નિર્વાહ કરતા હતા તેઓનુ શરીર બહુ મ॰
ન હતુ અને તેઓને વારવાર તાવ આવ્યા કરતો હતો ર
દિવસ ઉપર તેઓ કોઇ કાર્ય અસગે સૂરત જીલ્લામા આ
મોતા ગામ ગયા હતા, અને ત્યાથી અત્રે પાછા ફર્યા બાદ
મને સાધારણ તાવ આવવા માડયો હતો, અને દશેક દિ
સુધી તે બિમારી ચાલુ રહી હતી, પરતુ તેમનો દેવલોક
આટલો ઓચીતો થશે એવી કોઇને બીક ન હતી તેઓ ર
ના પ્રસિદ્ધ ડા પોપટ પ્રભુરામ વૈદ્ય કે જેઓ આ સભ
મત્રી છે તેઓની સારવાર નીચે તે બ્રહ્મચારી હતા બ્રહ્મચારીન
અગ્નિ સસ્કાર સૂખડ વગેરેથી યથાવિધી કરવામા આવ્યો હ
તેઓ નવબજાર આગળ આવેલા જમલી મોહોલ્લામા,
રામચદ્ર પુરૂષોત્તમરામ નામના એક ગ્રહસ્થને ત્યા એકાતમા
પણ જાતના દબદબાવિના ઘણો વખત થયા રહેતા હતા
ત્યાજ તેઓ મરણ પામ્યા હતા તેઓ હિદુ ધર્મ સભ
સ્થાપક તરીકે આ શહેરમા નહિ પરતુ આખા હિદુસ્થા
પ્રસિદ્ધ થયેલા હતા તેમનુ સક્ષેપમા જીવન ચરિત્ર ર
જણાવીએ છીએ

બ્રહ્મચારી શ્રી હરદ્વાર તરફના સારસ્વત બ્રાહ્મણ હતા,
જ્યાર વર્ષની નાની ઉમરથી તેઓ હિમાલય તરફ નીકળી પ

હતા તિબેટના લામાઓ સાથે અનુભવ કરવા તેઓ પોતાના ગુરૂ
સાથે હિમાલયથી ઉત્તર કુરૂ તરફ ગયા હતા માર્ગમાં બ્રહ્મપુત્રા-
ના મૂળ આગળથી તેમનો અને ગુરૂનો અંતર વધી ગયો ગુરૂ
એક તરફ અને શિષ્ય બીજી તરફ વધી ગયા, અને પુન સબ્યા-
જ નહીં ત્યાર બાદ તેઓ અનેક યોગીના સહુવાસમાં આવ્યા,
અને તેમની પાસેથી સાધુવૃત્તીનો મુખ્ય ધર્મ જે શીલ તે સ-
ર્વ પાસેથી ગ્રહણ કર્યો તેઓ આખર નેપાલને રસ્તે પાછા
ભરતખંડમાં આવ્યા. બાદ તેમણે જાત્રા કરવા માંડી તેમા અનેક
સતલોકોના સમાગમનો લાભ લીધો, અને એક વખત નહિ પણ
ત્રણ ચાર વખત તેઓએ રામેશ્વર, જગન્નાથ, દ્વારકા અને હરદ્વાર
નાં સર્વથીમોટા ગણાતા તિર્થોની યાત્રા કીધી હતી દેશાવરમા ઘણું
ફરવાથી તેમના અનુભવમાં ઘણો ઉમેરો થયો હતો, યાત્રાના પ્રસં
ગમા તેમના સહુવાસમાં આવેલા ભક્તોના આગ્રહે તેમને મુંબઈ
આણ્યા તેઓ ઘણા શ્રદ્ધાળુ પણ હતા. તેઓ મુંબઈમાં ઘણા
વર્ષો થયા વસતા હતા, ગરીબ બ્રાહ્મણોને અન્નવસ્ત્ર તેઓ આ-
પતા હતા, અનેક યજ્ઞો તેણે કરાવેલ છે, પરતુ તેઓ સર્વે ધર્મો-
નાં કાર્યો જાહેર કરવા કરતાં ગુપ્ત કરવાને વધારે ચાહતા હતા;
જેથી પ્રથમ લોકોમા તેમની ઝાઝી પ્રસિધ્ધી ન થયેલ પરતુ
જ્યારે માધવબાગમાં જાહેર ધર્મસભા કરી ત્યાર પછી તેઓ
સર્વ સ્થળે પ્રસિધ્ધ થયા. બ્રહ્મચારી રામેશ્વરાનંદજી આપણા
આર્યાવર્ત દેશમાં ધર્મની ઉન્નતિ પણ અંતકરણ પૂર્વક
ચાહાતા હતા. તેઓ કોઇ ખાસ પંથના ન હતા હિદુ ધર્મના
અનેક જે પંથો છે તે તેમને પ્રસન્ન ન હતું; જેથી તેઓ એ
કજ પંથ થવાને ચાહતા હતા તેઓ એમ માનતા કે અનેક પં
થો અને અનેક જ્ઞાતિઓને લીધે દેશની ઉન્નતિ થતી નથી તે
મને લાગ્યુ કે જો પંડિતો, પંથાચાર્યો, અને શાસ્ત્રીઓ એકત્ર
મળી ભ્રાતૃભાવથી વિચારી સર્વ એકજ અનુકુળ ધર્મ કાઢી શકે તો
તેથી આર્ય દેશની ઉન્નતિ જલ્દી થઇ જાય આવા પોતાના




ખાં શહેરમાં ઉત્સવ થયો, રાજદ્વારમાં મહાન ઉત્સવ થયો અને સર્વે આપણા સદભાગ્યોન્નતી થઇ એમ માનવા લાગ્યા. પતિવ્રત પરાયણા મદાલસાને એકાંતમાં ઋતુધ્વજે પુછયુ પ્રિયા ! તમે શુ શુ સંકટ વેઠયા તેમજ આપણુ બન્નેનો વિયોગ કરાવનાર મહા પાપી કોણુ હતો ? તે મને બધુ વિસ્તરશઃ કહો. ઉત્તરમા મદાલસાએ કહ્યુ નાથ ! વિયોગ કરાવનાર આપણો મહાન શત્રુ પાતાળ કેતુજ હતો તે દુષ્ટે વિચિત્ર રૂપ ધારણ કરી, તમને ઠગી, જગલમાંજ રાખેલ હશે એમ હું અનુમાન કરૂ છુ, કારણુ જે દીવસે મને તે વિચિત્ર રૂપે આવી ઉપાડી ગયો તે દીવસે આપ આજપર્યંત પધારેલજ નહિ હતા કારણુ જો આપ મારી સમીપે હો તો તે ગમે તેવી માયા રચે છતાં પોતાના અધમ કૃત્યમાં ફાવી ન શકે જેથી આપને મારાથી અલગ રાખ્યા. ઋતુધ્વજે કહ્યું હા પ્રિયા! તેમ ચોક્કસ બન્યું ખરૂ; કોઇએ વિચિત્ર રૂપ લઇ મારી પાસે આવીને કહ્યુ કે આજે અરજકકુમારો, છેક સાંજે મળશે માટે ત્યાં સુધી તમે જગલમાં તે તળાવેજ રહેજો; આમ મને કહી સાંજ સુધી કપટ કરી બેસારી મુકયો અને અરજકકુમારોને કહેલુ કે ઋતુધ્વજ કુમાર આજે આવશેજ નહીં તેથી તેઓ મને મળવા આવેલજ નહિ. આમ મને ફસાવી જગલમાં રાખી છળથી તમોને ઉપાડી ગયેલ હશે ભાઇ જે થયુ તે થયુ હવે ઉપાડી ગયા પછી તે કયા લઈ ગયો અને ત્યાં તમારી શું દશા થઇ તે કહો. મદાલસાએ કહ્યુ વિચિત્ર વેશે ગુપ્ત રીતે આ મહેલમાં આવી, સર્વ દાસી મંડળની મધ્યમા હુ બેઠેલી હતી ત્યાંથી ઉપાડી, અતરિક્ષમા ચાલવા લાગ્યો હું અનાથ બનેલી અત્યંત રૂદન કરવા અને પુકાર કરવા લાગી, થર થર ધ્રૂજવા લાગી અને ફફડફ લાગી જેથી વારવાર પ્રણાસ પૂર્વક તે દુષ્ટને પ્રાર્થના કરવા ગી કે હે મહાન પુરૂષ ! તુ ધર્માત્મા બની અબળાનો પ્રાણ

( અપૂર્ણ. )

| विषय | अनुक्रमणिका | पृष्ठ. |
|---|---|---|


# वेदधर्म सभा तरफथी वेचवानां पुस्तको.

| પુસ્તકો | કિંમત રૂ આ પા | ટપાલ ખર્ચ રૂ આ પા |
|---|---|---|
| ગોપાળ ચિંતામણી ( શાસ્ત્રી શંકરલાલ કૃત ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| શ્રીમદ્ભાગવતભાષાન્તર મુલસહિત પોથીના આકારમા . આ૦ બીજી પ્રથમ રૂપીઆ ૧૫ કિંમત હતી તેજ | ૧૦—૦—૦ | ૧—૧૨—૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાન્તર મુલ સહિત પોથીના આકારમાં રફ કાગળવાળુ | ૮—૦—૦ | ૧—૧૨—૦ |
| અનુસુયાભ્યુદય ગુજરાતી આવૃત્તિ ચોથી શાસ્ત્રી શંકરલાલ કૃત | ૦—૨—૦ | ૦—૦—૬ |
| અવલોકન સરસ્વતીચન્દ્ર ભાગપહેલાનુ. આવૃત્તિ પહેલી ( રા વિશ્વનાથ કૃત) | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| *ઇશાદિદશોપનિષદ શ્વેતાશ્વતર સાથે રેશમી પુઠુ મલસંસ્કૃત | ૧—૦—૦ | ૦—૨—૦ |
| એકાદશ સ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ બીજી | ૧—૦—૦ | ૦—૨—૦ |
| કેશવકૃતિ અથવા અનુભવના ઉદ્ગાર | ૧—૧૨—૦ | ૦—૩—૦ |
| ચર્પટ પંજરિકા ગુજરાતીમા આવૃત્તિ પહેલી .. રા કેશવલાલ કૃત | ૦—૮—૦ | ૦—૧—૦ |
| *ચન્દ્રપ્રભા ચરિત્ર ગુજરાતીમા આવૃત્તિ પહેલી | ૧—૦—૦ | ૦—૨—૦ |
| જયાકુંવર સંસાર સુખ દુ ખના દશ વર્ષ આવૃત્તિ બીજી ડા૦ પોપટકૃત | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| તત્વવિવેક ( વેદાન્તવિષય ) આવૃત્તિ પહેલી રા. રા વિશ્વનાથ પ્રભુરામ કૃત | ૦—૨—૦ | ૦—૦—૬ |
| દશમસ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ પહેલી | ૧—૮—૦ | ૦—૩—૦ |
| દેવી ભાગવત ગુજરાતી ભાષાન્તર આ૦ પહેલી | ૮—૦—૦ | ૦—૮—૦ |
| પહેલી ચોપડી ચિત્રથી બોધ થાય તેવી આવૃત્તિ ત્રીજી | ૦—૧—૦ | ૦—૦—૦ |

*આ પુસ્તકને શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતામા ઇનામ આપવાના પુસ્તક તરીકે માન્ય કરેલ છે.




# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૧ મું ] શ્રાવણ સંવત ૧૯૫૯ [ અંક ૧૦મો

## ॥ यतो धर्मस्ततोजय ॥

### समय प्राबल्य

बाजी गरनी रचना जेवी, समय रमत रचनारोरे
बळ अबळ ओ समयनी रचना समयज नरनो सारोरे ॥ १
समये हलकी समये भारी समय समयनो वारोरे
मेडी मोहोले वस्तो समये झुपडीमा वसनारोरे ॥ २
बत्रीश भोजन भावे जमतो भाजीनो जमनारोरे
समय रडावे समय हसावे समय नहि रमनारोरे ॥ ३
समये रामे राक्षस हणीया समय थयो फरनारोरे
सीताने हरी रावण चाल्यो गर्व अती करनारोरे ॥ ४
राम रमी गोपी समाथे कंस संगे लडनारोरे
समये हणायो भीलने हाथे समय तणो घरनारोरे ॥ ५
कौरव सेन संहार्यु अर्जुन गांडीवनो धरनारोरे
ओ अर्जुनने तस्कर हाथे समय छेतरनारोरे ॥ ६
चीतोडी राणा यवनो साथे लड्या सजी तरवारोरे
यवनो डरथी सतायाते समय तणो प्रवारोरे ॥ ७

पृथुराजे समये शाकीवा चोरीना संसत्रारेरे
जे चोरीये पृथुने बाध्यो समय तणो वरतारारे ८.
प्रणीपतथी ईश्रेजे जोयो हिन्दुस्थान किनारोरे
सार्वभोम थइ तख्ते बेठा थता समय चमकारोरे ९.
समये हयहाथी पालखीने समय पगे फरवानेरे
मीष्टाना भाने नहि समये समय चणा चणवानेरे १०.
भेरी नफेरी मुगळ महेले समय सूचवनारारे
काळा काग उडाडे महेले समयनो ए धारोरे ११.
समय ओळखी चाले जे जन दुखथी उगरनारारे
समयनी सामो थईजे चाले वीण मोते मरनारेरे १२.
समय समयनो हेरफेरो समय समयनो चारोरे
समय दयाशकर समजेजो तो न कदी पडनारोरे १३.

---

## आशा.

( राग—आशा गोडी. )

आशा अमोने नचावे, अभागी आशा अमोने नचावे
गरीबाइ आशा बन्ने बेलडीओ, हींचोळे हिचकावे अभागी १.
आशा नीराशाना पाराजोया, (पण) वेचाया एकज भावे अभागी २.
नकरवाना कामज करवा, आशा अरे ललचावे अभागी ३
धन मळवानी लालच माही, कुडांकर्मो करावे. अभागी ४.
हडहड थाये घरघर भटकी, तोयेन सानज आवे. अभागी ५.
अनुभव सिद्धकहे दयाशकर आशा सोने हरावे. अभागी ६

પોતાના કાપટ્યમાં અને પોતાના નીચ કર્મમાં ફાવવાની આશા બાંધેલ હોય અને તે ફાવ્યા પછી અમુક રસ્તો લઇશ. આમ જો ઉમેદ રાખી હોય ને તેમાં ફલીભૂત થયેલ હોય તો તે કામ આગલ ચલાવે છે. અને સારા કામમાં આશા રાખી હોય તો, ઉદાહરણ તરીકે મીં૦ દાદાભાઇ નવરોજજી, મેરીકાર્પેન્ટર વિગેરે જે પરગજુ મહાન પુરૂષોએ શુભ કામને માટે આશા રાખી હોય અને તેમા ફલીત ન થાય તો તેઓ પોતાની તેવીજ જાતની ઉમેદ પાર પાડવાને આગલ પગલુ ભરે છે.

આ દેહરૂપ નૌકા કદાચી શિથીલ થતા અને અનેક વ્યાધીઓ રૂપી જલના મૌજાનો પ્રહાર થતા જ્યારે અટકવાની તૈયારી પર આવે ત્યારે પણ આશા તે વહાણને હિંમત આપી આગલ ચલાવવાને માટે સહાયક બને છે જીવ હમેશા વસ્તુતઃ જરા, મરણ વગેરેથી રહિત છતાં તે દેહને આધીન રહી તે સાથે જોડાઇ બાલ યુવા વૃદ્ધ વિગેરે અવસ્થાને પ્રાપ્ત થાય છે. જેમ આમ દેહને અનુસરીને જીવની સ્થિતિ બદલાય છે પરંતુ આશાની સ્થિતિ બદલાતી નથી.

तृष्णान जीर्णा वयमे व जीर्णा

તૃષ્ણા (આશા) જરા સ્વરૂપને પ્રાપ્ત થતી નથી પરંતુ અમે શરીરને અનુસરીને જીર્ણ બનીએ છીએ.

આશા તમામ મનુષ્યોને માતાની માફક હસાવે છે, રમાડે છે, અને અગણીત નાચ નચાવે છે. અને યુવાનને અમુક પોતાની પ્રિય વસ્તુને પ્રાપ્ત કરવા માટે ઝૂરાવે છે પણ ખરી. વૃદ્ધ મનુષ્ય બાલક કન્યાને પરણવા જેવી નફટ પોતાને ન છાજતી આશાઓ રાખે કે બાંધે તો તે દુરાશારૂપ આશા પલીયામાં ધૂળ ઘલાવે છે અને તે આશા ફળીત થઇ હોય છતાં ફળીત થયેલી આશા, પોતાના અંગમાં કશું તત્વ ન હોવાથી નિરાશા રૂપ બનતા અન્યને ઉપયોગીજ થઇ પડે છે જેથી તેવી આશાઓ કેવળ વ્યર્થજ જણાય છે. અને અન્યને તેની જીંદગી

નઠારી કરવામા સાધક થૈ પડતા તે આશા મહાન પાપીષ્ટ પણ ગણાય છે ઉદાહરણ તરીકે પૂરણ પ્રકાશક મશાલને ધારણ કરી ઉભો રહેનાર પોતે પ્રકાશનો લાભ જેમ લઇ શકતો નથી તેમ વૃદ્ધ મનુષ્ય પોતાની ફલીત થયેલી આશારૂપ પ્રકાશનો પોતે ઉપ યોગ ન કરી શકતા બાલક સ્રીના પગણુવાથી જેમ તેની જી દગી દુ ખમા ડુબાડવા રૂપ તે મહાન ક્ષતિરૂપ પાપિષ્ટ બને છે તેમજ અનેક જાતની પોતાની જે આશાઓ તે રાખતો હોય તે તમામ આશા ફલીત ન થતા નકામીજ જણાઇ અ ય ક્ષતિ કારક થૈ પડે છે માટે તમામ આશા ફલીત ન થતા પોતે પા પિષ્ટ બને છે જેથી વૃદ્ધની તમામ આશા કેવળ નકામીજ ગણુવી

આ મહાન મોહક સસારમા દુ ખમય જીવનવાન મનુષ્યને આશા એ એક મહાન વિશ્રાતિ સ્થળ છે અને દુ ખના પળ ઘડી પહોર અને દહાડાઓ ઘણી ઝડપથી કાઢવામા આશા અતિ ઉપયોગી થઈ પડે છે અને દુ ખના ઉમગ રાખનાર પણ છે, દિલાનો આપે છે, રડતા મનુષ્યના આસુ લૂનાર છે અર્થાત્ કો ઇના વિયોગથી અથવા કાઇ ધન કે પોતાની અતિ પ્રિય વસ્તુનો નાશ થયો હોય ત્યારે તેને પુન પ્રાપ્ત થવાની જે આશા બ ધાય છે તે આશા વિયોગ જન્ય આસુને લૂવે છે અને હર્ષ પ્ર કટ કરે છે આશામા લીન પૂરણ રીતે થયેલ મનુષ્ય પોતાના મનમા વિયોગ જન્ય દુ ખને નિવૃત્ત કરતા એમ માને છે કે જે ગયુ તે ગયુ જે થયુ તે થયુ કાઇ નહિ "ફેરલડેગે" "પડ સાજા તો પઘડીયા બોહોત" ઝખ મારે છે કાલ સવારે પાછા એના એ સ્વરૂપમા આવશુ" વિગેરે મ નમા ધારી શોકની નિવૃત્તિ કરી આન્તરિક શોકને શમાવી ચિ તા જ્વાલાથી શોષાતા બચી નવીન રૂધીર પ્રાપ્ત કરે છે, અને પુષ્ટ બને છે આ સઘલુ આશાના અગમા રહેલ છે આશામા આ મહાન ગુણ છે છતા તેમા લીન રહેતા તે બીજો કશો ઉ

ઘોગ સુઝવા દેતી નથી અને તેજ કે જે વસ્તુ માટે આશા બધાય છે તેમાજ વૃત્તિ રખાવે છે.

સંસારનો દુસ્તર સમુદ્ર કાપવાને આશાએ એક મોટું વહાણ છે એમ કહેવામાં પણ કશું ખોટું નથી જેમ વહાણને જ્યાં સુધી સરખો પવન હોય છે ત્યાં સુધી અગાધ જળવાળા દરીયામાં લાંબો પથ કાપવો એ મુશ્કેલ નથી તેમ આશારૂપી વાહાને નિરાશાના સંધનરૂપ વિપરીત પવન જ્યાં સુધી ન નડે ત્યાં સુધી સંસાર સમુદ્રનો લાંબો સમય કાપવો તે મુશ્કેલ નથી અને તે આશાને અંગે સાંસારિક બીજા અનેક કાર્યો કરવામાં પણ અડચણ નથી આવતી. આશા રૂપ વહાણ બનતાં સુધી મહાન વિપત્તિરૂપ પવનના ઝપાટાથી દુઃખ રૂપ પાણીના મોજાને ઝીલી રહી માનવને ભીજવતો અટકાવે છે અને સુખી રાખે છે અર્થાત્ આશા છે તે પોતાને અંગે જે કાંઇ મનુષ્યને દુઃખ ભોગવવાં પડે છે તેને જણકારવા દેતી નથી. અર્થાત્ મનુષ્યને તેને અંગે જે કાંઇ દુઃખ થાય તેની પરવાર રહેતી નથી. ઉદાહરણ તરીકે પોતાની વહાલી વસ્તુને મેલવવા માટે ટાઢ, તડકો, વરસાદ વિગેરેની આપત્તિ સહન કરે છે. ઘોર રાત્રીની પણ દરકાર કર્યા વિના મનુષ્ય પલાયન કરે છે, ધનની ખુવારી સહન કરે છે. આ તમામ દુઃખ તે મહાન આશાને પરિણામે ક્ષુદ્ર મય ભાસે છે.

બીજી રીતે જોતાં આશાએ સંસાર સમુદ્રને તરવાના સાધન રૂપ એક તુંબડા સરખી છે પરતુ જેમ તુંબડું કેડે બાંધી તરનાર સાવ અજાણ્યો હોય તો તે તારનાર તુંબડું પોતેજ વખતપર વાંકુ વળી જઈ બૂડાડવાનાજ સાધન રૂપ થૈ પડે છે તેમજ સંસારની વિટંબણાનો કેવલ જેણે નજ અનુભવ કર્યો હોય તે મનુષ્યને એ આશા રૂપ તુંબડું પોતેજ તારવાને બદલે બૂડાડવાના સાધન રૂપ થઇ પડે છે માટે કાંઇ પણ સાંસારીક ક્રિયાઓ અને સમગ્ર જાણનાર મનુષ્યજ આશારૂપ તુંબડાથી તરે છે.

વળી એ બીજી રીતે જોતા આશાએ બહુ બેન ૧૮
જેમ માણસને ઠગી સાચાનુ ખોટ ને ખોટાનુ સાચુ બનાવી ના
નનો ને ભમાવે છે તેમ મનુષ્યને ભમાવવાની પણ એ મો
ટીની મૂર્તિ છે એમ કહેવુ તે પણ ભૂલ ભરેલુ નથી ના છુ
આશા મનુષ્યને ધોળે દીવસે તારા દેખાડે છે અને રાત્રીએ અ
જવાળાનુ ભાન કરાવે છે તે કાચને હીરો ગણાવે છે અને હીરાને
કાચ મનાવે છે અર્થાત્ કાચ માફક ક્ષુદ્ર માણસ પત્નને માનાનુ
બીજ રોપાતા તે ક્ષુદ્રને હીરા માફક મનાવશે અને જે તરફથી
કાંઈ કારણ પરત્વે નિરાશાના ચિન્હો પ્રગટ થયા હશે તે વસ્તુત
હીરોતુલ્ય તેને કાચ માફક ક્ષુદ્ર મનાવશે આશાએ મનુષ્યોને
ખોટા સ્વરૂપો દેખાડી એક મહાન ઠગ વિદ્યામા કુશળ ભ્રમમા
નાખનારી કુલટા સ્ત્રી રૂપ ધરે પડે છે કુલટા અને ભ્રમમા નાખી
ફસાવનારી વેશ્યા સ્ત્રી મુખેથી મીઠા બોલ બોલે છે તેમ આશા
પણ મીઠુ સ્વરૂપ દેખાડે છે સુખે નિદ્રમા ઊંઘાડે છે પણ જેમ
વેશ્યાને ત્યા સુખે નિદ્રા કરનાર કદી પણ છેતરાયા વિના અને
ખુવાર થયા વિના રહેતો નથી તેમ આશામા ફસાયેલો પણ કદી,
છેતરાયા વિના રહેતો નથી વેશ્યાના દગાથી માણસ મરતા નથી
પણ આશાના દગાથી તો માણસ આંત લગ્રહી ઝેર મરે પણ
છે સટ્ટાનો વેપાર કરી મહાન ધનાઢ્ય બનવાની આશા રાખનાર
કોઈ વખત ઘણા ફાકે છે પાયમાલ થાય છે ઘરબાર વેચાય છે
ને વખત પર આત્મ ઘાત કરી મરે પણ છે અથવા ન મરે તો
પણ આશાના દગાથી મનુષ્ય જીવતે મૂઓ થઈ પડે છે

વળી એક અન્ય બાજુ આશાની લઈએ તો તે મહાન ઊ
પદેશ કરી પડી શાન્તી કરનારી સ્વતી દેવી છે એટલે તે પોતામા
લીન કરી માનસીક બળ ઉપદેશના સાહિત્યો સ્ફુરાવી દુ:ખની
શાન્તી કરે છે અને હિમ્મત રૂપ હથીયાર તથા ધૈર્ય રૂપ ઢાલ
ધારણ કરાવે છે અને મનુષ્યને ભવરૂપ રણમા ભય રહિત બનાવી
સુખે ગમન કરાવે છે સુખનો સ્પષ્ટ માર્ગ બતાવે છે અને દુ:ખ

ર્તણુક કરતો હશે તો તે જાણવાની શક્તી પ્રાપ્ત થવાથી તે ભૂત સ્વભાવ પોતેજ સહાયક બની અન્યની કપટ જાળમાંથી બચાવ વાને ઉપયોગી થશે માટે જે સર્વ સ્વભાવનુ તત્વ સદ્બુધ્ધી છે તેને આધીન રહેવાની વિશેષ જરૂર છે. મનુષ્ય પોતે સ્વભાવને આધીન છે કે સ્વભાવ મનુષ્યને આધીન છે એની પરિક્ષા એ છે કે જાગ્રત અવસ્થામા અથવા સ્વપ્નાવસ્થામાં પોતાના સ્વભાવનુ પરિણામ પોતે ભોગવે છે એટલે કે તેને પિરણામે દુઃખમય બને છે અને જ્યારે દુ ખમય બને છે ત્યારે પોતાને ભાન થાય છે કે અમુક સ્વભાવને આધિન થવાનુ આ પરિણામ જેમકે કોઇ ધર્માત્મા પુરૂષને કોઇ અધર્મી નીચ પુરૂષ છળકપટથી જ્યારે બાધી લઇ દુ ખ આપે ત્યારે ખબર પડે છે કે અમુક મનુષ્યેજ આ કર્યુ તેમજ સ્વભાવનુ સમજવુ. તો તેવા દુઃખ રુપ બધનમાં આવ્યા પહેલાં તે બંધનમાં આવવાનો પ્રથમથીજ મનમાં ભય રાખી કાયમ સદ્બુદ્ધીને અને નીતિન્યાયને આધીન રહી સ્વભાવ ત્રયમય પોતે છતા પોતે તેમાં ફસાવુ નહિં. પારલૌકીક સુખનું પણ તેજ સાધન છે કારણ જે ક્રુર સ્વભાવને આધીન રહે છે ત અન્ય જન્મ તે સ્વભાવને પ્રાપ્ત થાય છે અને જે મનુષ્ય વિષયાસકત હોય છે તે જે જે વિષયમા આસકત હોય છે તે સ્વરૂપનેજ અન્ય જન્મમાં પામે છે. મનુષ્યનુ હૃદય એક દર્પણ (અરીસો) છે. તેમાં જ્યારે સિંહ સ્વભાવ પશુ સ્વભાવ અને ભૂત સ્વભાવને આધીન થવા રૂપ જ્યારે ધૂસ મલિન પદાર્થ (કચરો વગેરે) ચાટે છે ત્યારેજ પોતાનુ હૃદય જોઇ શકાતુ નથી કારણ તે અતિમલીન બને છે અને મલીનને પરિણામે પાસેજ રહેલ છતાં ઇશ્વરના સ્વરૂપને જોઇ શકાતુ નથી અને તેમા દૈવીસ્વભાવના તદ્રૂપ સદ્બુદ્ધી જે છે તે હૃદય રૂપ દર્પણને અજ્ઞાનરૂપ મેલ દૂર કરી નિર્મલ કરનાર છે આને માટે કોઇ દ્રષ્ટાન્ત રૂપે કહે છે કે જ્યારે કાઇ પણ નઠારૂ કર્મ પોતાને હાથે અજાણ પણે થઇ જાય તેવે વખતે તર્તજ સદ્બુદ્ધીને આધીન થઇ

નહાન ર્મનો પશ્ચાતાપ કરી તત ાઝ અ મ કરવુ કે જેથી નઠારા કર્મનુ પ તન થોડુ લાગે છે આમ ક વા ી નથ ા કર્મને પરિણામે હૃદય મેલુ ન થતા મ શુદ્ધી મ્રગ્જ રહે છે અને જેનુ હ ન શુદ્ધ હોય છે તે નમીપસ્થ ઇશ્વર સ્વરૂપને ઓળખી શકે છે અને મ પર્ણ ગીત રેખી નકે છે જે પ્રથમ કહેવાઇ ગયુ છે મનુષ્યનુ હૃદય ગારૂઆતમા તો દુષ્ટ સ્વભાવ નયને પરિણામે કાટ અમ જામેલ લોઢાજેવુ હોય છે પરતુ લોઢાને જેમ મ ન હમેશા કરીએ છીએ તેમ તેજ લોઢુ કાટ વિનાનુ બની અતિ ઊજ્વળ ત્વેત વના માડે છે તેમજ ન શુદ્ધી રૂપી નિર્મલ જલથી વા વાર ક્ષાલન કરતા અને તે જ્ઞાન વિવેકાદિ ની મહાયતાથી લાઢાને જેમ ઊજ્વળ કરવામા જળની સાથે કચરો અને કા ા આદિ મલીન પ ાથાની જરૂર પડે છે તેમ તેજ સ્વભાવ નય ને સાથે રાખી છેવટ નિર્મલ જળ રૂપ મશુદ્ધીવી ઉજ્વળ કરવુ આમ ઊજ્વળ કરતા તે સ્વચ્છ બની મનુષ્યની જીન્ગી મફળ કારક બનશે છેવટ તે શુદ્ધ બને ન હ ય દ્વારા નમીપસ્થ શ્રી પરમાત્માનુ દર્શન થશે

સપૂર્ણ




## લોભ

લોભ લ્ભ – મેળવવુ, ધાતુ ઉપરથી લોભ શબ્દ બને છે અને તે ઠે પ્રાસવ્ય વસ્તુ નાસ કરવાની અતિ અભિલાષાને લોભ કહે છે લોભ, આશા રૂપ પૂર વેગવાળી ભયાનક નદીમા રેડી દે છે કે જે નદીમા તેના મહાન મોહના ખે ચી ઘસડાતો અને દુઃખ ખાતો મનુષ્ય અનેક આપદાને ભોગવે છે છતા તે આપદા લોભને પરિણામે ક્ષુદ્રપ્રાય જણાય છે અથાત્ તેની કાઇ ગણતી નથી થતી ભર્તૃહરીએ આશારૂપ નદીનુ નિચે પ્રમાણે વર્ણન કર્યુ છે

आशानाम नदी मनोरथजला तृष्णा तरंगाकुला
रागग्राहवती वितर्क विहगा धैर्य द्रुम ध्वंसिनी
मोहावर्त सुदुस्तरातिगहना प्रोतुंग चिन्तातटी
तस्या पार गता विशुद्ध मनसा नंदंति योगीश्वरा

નદીની અંદર જળ. જળચર પ્રાણી. પક્ષી, કાંઠો વગેરે હોય છે તેમ તેવીજ જાતની આશા નામની નદીમાં જળ વગેરેનું ભર્તૃહરિએ નીચે પ્રમાણે નિરૂપણ કરેલ છે

આશા નામની નદીમાં મનોરથરૂપ જળ હોય છે અર્થાત્ નદી જેમ જળથી પરીપૂર્ણ ભરેલી હોય છે તેમ આશા રૂપ નદી મનોરથ એટલે ભિન્ન ભિન્ન મનની તૃષ્ણાને પાર પાડવાના વિચારોથી ભરેલી હોય છે. જળમા જેમ મોજાઓ હોય તેમ આ મનોરથ રૂપ જળવાળી નદી તેજ ભિન્ન ભિન્ન તૃષ્ણા એટલે માનસિક કાર્ય પાર પાડવાની ઇચ્છાથી વ્યાકુળ હોય છે. નદીમા જેમ મગર વગેરે જળચર પ્રાણીઓ અને હંસ બતક વગેરે પક્ષીઓ હોય છે તેમ આશા નદી રાગ (મનો વિકાર) એટલે ઇચ્છિત વસ્તુ મેળવવા માટે જુદા જુદા મનમાં વિકારો પ્રગટ થઇ આસક્તી વધવી તે રૂપ જળચર પ્રાણીઓ અને અમુક વસ્તુ મેળવવા માટે તર્ક કુતર્ક કરવારૂપ હંસ, બનકાદિ પક્ષી હોય છે નદી જ્યારે પૂર જોસમાં વહે છે ત્યારે ઘણાક કાંઠે રહેલા વૃક્ષોને ઉખેડી નાખે છે તેમ આશા નદી ધૈર્ય રૂપ વૃક્ષને ઊખેડે છે એટલે પ્રબળ આશા પ્રગટ થતા ધીરજ રહેતી નથી. નદીમાં જેમ ઘુમરીઓ (કુંડાલાં) મોટા રૂપમાં વળી તેમા પડનારને અકળાવે છે તેમ આશા નદીમા મોહરૂપ કુંડાલા વારંવાર વળ્યા કરે છે જેથી તે દુસ્તર બને છે અને નદીને જેમ કિનારો હોય છે તેમ આશારૂપ નદીમાં ચિંતારૂપ કિનારો હોય છે તે કિનારો ઉંચે હોય છે એટલે કે અમુક ઇચ્છા પાર પડશે કે નહિ એ મનસા ચિંતા આશાને અંગે હોયજ છે અને જ્યાંસુધી કામનાં સ્વરૂપને

પાર પાડવાનુ સાધન મળ્યુ ન હોય ત્યા સુધી તે ચિતા થયા કરે છે હવે એ સાધન મળવુ બહુ મુશ્કેલ હોય છે ઘણા યત્નથી સાધનો મેળવી શકાય છે અને સાધનો મેળવવામા વિટબણા વેઠવી પડે છે જેથી ચિતા રૂપને કિનારાની ઉપમા આપી તેને ઉચો કલ્પી ભર્તૃહરીએ દુર્લભ ગણેલ છે આ દુસ્તર નદીનો વિષયમાજ કેવલ લુબ્ધ બનેલ મનુષ્ય પાર લઇ શકતો નથી પણ લોભને પરિણામે તેમા અધિક ડુબે છે પરતુ લોભને તિરસ્કારનાર વિષયને ક્ષુદ્ર ગણી તેમા લુબ્ધ ન થનાર વિશુદ્ધ મનવાળા યોગા ભ્યાસીઓ કેવ યને ઇચ્છનાર જ્ઞાની અને યોગી પુરૂષોજ તે નદીનો પાર પામે છે અને પામ્યા છે ઉપરની ભર્તૃહરીની ઉક્તીમા અતિ રહસ્ય રહેલ છે તે ઉપરથી આટલુ સમજવાનુ છે કે જેમનુ મન વિકારોથી છતાયેલ નથી એટલે જે લોભને વશ થતો નથી તે મનુષ્ય કદી આશા રૂપ નદીમા તણાતો નથી

હમેશા સૂક્ષ્મ દ્રષ્ટીથી જોવાનુ છે કે લોભની પ્રવત્તિ મનુષ્યને ગોથા ખવરાવવામા બાકી રાખતી નથી શરીરને અતિ શ્રમયુક્ત કરે છે, આમ તેમ રખડાવે છે, અભાગી રાત્રીએ જનત ખાવી ચોર સ્થળે ફરે છે, અધમ કૃત્યોમા ઉતારે છે અન્યનો ઘાત કરાવે છે, નીચની પ્રશંશા કરાવે છે, દુષ્ટના કઠોર શબ્દો કાને સભળાવે છે, અને કરી રીતે ચેન પડવા દેતો નથી, મુરબ્બીની મર્યાદા છોડાવે છે, ચાતુર્યવાનની ચાતુર્યતાનો નાશ કરે છે, કામક્રોધ, મોહ, મદ વગેરે વિકારોને પ્રગટ કરવાનુ મહાન સાધન લોભને ગણવામા પણ કશો શક નથી રહેતો કારણ નવયાવના સ્ત્રીને મળવાનો લોભ કામ પ્રગટ કરે છે ઇચ્છિત વસ્તુ ન મળવાથી તે વસ્તુ મેળવવાના લોભને લીધે ક્રોધ પ્રગટ થાય છે હવે મોહ તરફ દ્રષ્ટી કરીએ

## क्रोधाद्भवतिसंमोह

ક્રોધ અતિશય પ્રગટ થતા મોહ પ્રગટ થાય છે એ રીતીએ જોઇએ તો પણ મોહનુ મૂળ કારણ લોભ છે તેમ બીજી રીતે

જોઇએ તો માત્ર ક્રોધ દ્વારા મોહ થાય છે એટલુંજ નહિ પણ લોભથી બારોબાર પણ મોહ થાય છે તે એવીજ રીતે કે જે વસ્તુ મેળવવાનો લોભ ( અતિ તૃષ્ણા ) રાખેલ હોય અને તે વસ્તુ ન મળે તો તે મેળવવાને માટે પોતાને તે અતિ મનગમતી હોય તો તેમા મોહ થાય છે ને છેક નિરાશ થતા તે અતિ મોહને પરિણામે ઘેલછા પણ પ્રગટ થાય છે લોભથી મદ કેવી રીતે થાય છે તે પણ જોવાનુ છે જે વસ્તુ મેળવવાને મનુષ્ય લોભાયેલ હોય તે વસ્તુ મળવાની પોતાના મનમા ચોક્કસ ખાત્રી થઇ હોય અને પોતાની જાત મહેનતને પરિણામે ફત્તેહનાં ચિન્હો પોતાને માલમ પડતાં હોય તો તેથી અતિશય મનમા હર્ષવાન થઇ તે વસ્તુ મળવાની આશામા અજાઇ જઇ મદોન્મત્ત થઇ હાથી માફક ઝૂલે છે અને ક્ષુદ્ર મનનો હોય તો સઘળી દુનિયાને તુચ્છ માની પોતાને શ્રેષ્ટતમ અને દિગ્વિજયી ગણે છે આમ ઉપર જણાવેલ કામ ક્રોધાદિ દુર્ગુણોમા અગ્રણી અને તમામનો નેતા અને પ્રગટ કર્તા એક લોભ છે એ સ્પષ્ટ રીતે સત્ય ઠરે છે.

શાસ્ત્રકારોએ આશા અને તૃષ્ણા એ બે લોભની સ્ત્રીઓ છે એમ કલ્પના કરી છે અર્થાત્ તે બન્ને લોભને આધીન છે બલકે લોભ રૂપજ છે એમ ગણવુ પણ યથાર્થ છે લોભ, ભૂખ, તૃષ્ણા ટાઢ અને તડકા વગેરેનુ ભાન ભૂલાવે છે એટલે કે કોઇ પણ વસ્તુ મેળવવાને લોભે કાર્યરત બનેલો મનુષ્ય તે કાર્યમાં એટલો બધો લીન બને છે કે ભૂખનું તરશનુ ટાઢનું તડકાનુ કે વરસાદનુ કશુ ભાન રહેતું નથી પોતાનુ શરીર માંદગીવાળું બનશે તે વિચાર તેવા લોભને વખતે થતો નથી પરતુ પારમાર્થિક કાર્ય કરવા વખતે તે વિચાર થાય છે જેથી તેવા કાર્ય કરતા અટકે છે પણ સ્વાર્થમય કાર્યો કરતા લોભને લીધે અટકાતુ નથી

क्षातं नक्षमया ग्रहो चितसुख त्यक्तन सतोपत
सोढा दु सह शीतवात तपना क्लेशान्न तप्ततप.

ध्यातं विश्वमहो निश नियमित प्राणे नगभो पर

तत्तक्रम कृत यदेव मुनिभि स्तत्तत्फले रक्ति

ભતૃહરી વૈ । ય શતક

ભર્તૃહરી કહે છે કે મનુષ્યને પારલાકિક હિતાવ અને ઐ હિક સુખાર્થ ક્ષમા રાખવાનુ કોઇ કહેશે તો પોતાના તેજસ્વી સ્વભાવને અનુસરી અને લોભથી નીચ વૃત્તિમા ગેરવાઈ જઈ શાતી નહિ પકડે પરતુ એનાથી પ્રબળ પ્રાણ વાન આવી તેને પ્રહાર કરી પરાભવ કરી પાછો હઠાડશે ત્યારે અથવા રાજાના હુકમને આધીન થઇ નિરૂપાયે એટલે પોતે કોઇ રીતે નહિ ફાવી શકે તો ક્ષમા પકડશે પારલોકીક હિતાર્થ અથવા પારમાર્થ માટે ઘર છોડી તિર્થયાત્રાર્થ ગમન કરવા અથવા જગતહિતકર્તી સમાજમા જવા માટે કહેતા તે કામ કરવાને વખત પર મન નહિ માને પરતુ કોઇની નોકરી કરતા તે વિદેશ મોકલવા ધારશે તો તે લોભને અનુસરી સ્ત્રી પુત્રાદિકને તજી દઇ પરદેશ વાસ સુખેથી કરશે એ વખતે દુખનો કોઈ હિમાબ નહિ વાય પરતુ પારમાર્થીક કામ કરવા માટે પોતાને અનુકુળતા નથી એમ જણાવવાને મન થશે એવી માનવોની અધમ રીતી છે ઇશ્વર પ્રીત્યર્થ ઉપવાસ કરવાનુ કહેતા કે તપ કરી ટાઢ તડકો સહન કરવાનુ કેહેતા પોતાની પ્રકૃતિ બગડવાનુ બાનુ કાઢવાનુ મન થાશે પણ સ્ત્રી પુત્રાદિના ભરણપોષણાર્થ દ્રવ્યાદિકના લોભને અગે સખત તડકે ચાલવુ હશે અથવા સખત ટાઢ સહન કરવાનો વખત આવશે અથવા તો વરસાદ આવી રૂઝશે તો પણ દ્રવ્ય અથવા કોઇ પણ પોતાની ઇચ્છિત વસ્તુ મેળવવા વખતે તેનુ ભાન નહિ રહે અને પ્રકૃતિની પ્રતિકુળતા યાદ નહિ આવે ગરમીએ કોઇ સ્થળે ભગવત્ ચર્ચા થતી હોય અથવા ખરે તડકે દર્શન કરવા જાવુ હોયતો તે વખતે ઉજાગરાથી તબીયત બગડે માટે કોણ જાય અને ખરે તડકે લૂ લાગે માટે કોણ જાય ? એમ

કહી ઘેર બેસી રહી સ્ત્રી સાથે ગપાટા મારવાનુ સૂઝશે પરંતુ ગત્રીએ કોઇ દ્રવ્ય મેળવવાને જવુ હોય તો અંધારી ઘોર રાત્રી હોય કે ખરા બપોરના તડકાથી માથુ ફાટી પડતુ ભલે હોય તો પણ જવાને મન આતુર બનશે ક્ષણવાર પણ ઇશ્વરની જપમાળમા ધ્યાન રાખવાનુ કોઇ ધારશે તો તે કામ બરાબર નહિ કરી શકે અર્થાત્ તેમાં સંપૂર્ણ રીતે ધ્યાન નહિ રાખી શકે પરંતુ દ્રવ્યમા દૃઢ લક્ષ રાખવાની કોઇ પણ ભલામણ કરશે તો તેમા ભૂલ નહિ આવે રાત્રીએ સ્વપ્ન પણ તેનુ આવશે. આમ દરેક મનુષ્યો જેટલુ સ્વાર્થમય કર્તવ્ય છે એજ માત્ર.લોભને આધીન થઇ કરવાને સંપૂર્ણ લક્ષ રાખે છે પરંતુ વસ્તુત જોતાં એ સ્વાર્થ પરિણામે શુન્યમય છે તેનો કશો આ તે ઊપયોગ નથી એમ જરા પણ મનમાં નથી આવતુ, અને ખરા સુખમય કર્તવ્યનું ભાન નથી થતું. આમાં ખરા કર્તવ્યથી અટકાવનાર ખરૂ જોતાં લોભ છે કારણ મનુષ્ય તેને આધીન થઇ ઈશ્વર પરાયણ સદ્વૃત્તિને જાણી શકતો નથી જેથી અધોગતીને પાત્ર થવાય છે આમ લોભ કેવળ સાસારિક મિથ્યા સુખમય વૃત્તિમાં જોડી પ્રભુનું ભાન પણ ભૂલાવે છે અને અઘોર નર્કના અધિકારી બનાવે છે. માત્ર ભાન ભૂલાવે છે એટલુજ નહિ પણ અધમ કર્તવ્યો પણ લોભ કરાવે છે સર્પના દરમા હાથ નખાવે છે, અગાધ જળમા ઉતારે છે, મેરૂના શિખરપર ચડાવે છે, જ્યારે બરાબર લોભ શરીરમા પરવર્યો હોયતો ગમે તેવા મહાન દોષ (અપરાધ) પોતાને હાથે થતા હોય પણ તે નજરે દેખાવાને પામતા નથી લોભ પુણ્ય પાપની પરિક્ષા થવા દેતો નથી, વિવેક બુદ્ધીને દૂર કાઢી મુકે છે અને અવિવેક તરફ પ્રેરે છે. ગમે તેવો સદ્ગુણી મનુષ્ય હોય ગમે તેટલો કળાવાન હોય. ગમે તેવો સત કર્મપરાયણ હોય પણ એક લોભ તેજ સદ્ગુણોને દુર્ગુણમાં બનાવે છે. કળાવાન મુર્ખ બને છે અને સત્ કર્મી છતા કુકર્મી ગણાય છે. ઉદાહરણ તરીકે, વૈદક, ગાયન કથા કરનાર કે કોઇ જાતનો ઉ-

ધોગ કરનાર લોભવૃત્તિ રાખે અને પોતાની ક્ષુદ્ર વૃત્તિ જણાવે તો તે તમામ ઉત્તમ ગુણો હણાઈ જઈ તે મનુષ્ય લાલચુ રૂપ અધમ અભિલાષાને પાત્ર બને છે ચિત્રકાર અગર કોઈ કળાવાન લોભીષ્ટ બનતા તિરસ્કારને પાત્ર બની મહાન કળાવાન છતા મુર્ખમા ખપે છે અને યજ્ઞ યાગ કે અન્ય ઉત્તમ કામ કરનાર ઊદાર શીલ ન રાખતા લોભમા પડે પૈસો ઓછો ખર્ચ કરવા કોશેષ કરે અને પોતાની મહાન પ્રતિષ્ઠાને લીધે રાજા રજવાડાઓની ભેટ લવાની તૃષ્ણા રાખે તો પોતાનો યજ્ઞ કરવાનો હેતુ મનુષ્યની દ્રષ્ટીએ પારલૌકિક પુરુષાર્થ અથવા ઈશ્વર પરાયણ થઈને નથી ઉભો હેતો પરતુ માત્ર પોતાની લોભિષ્ટ ક્ષુદ્ર વૃત્તિને પરિણામે નિંદાને પાત્ર થઈને ઉભો રહે છે પોતાની પ્રસિદ્ધીને માટે અને રજવાડા વગેરે માથી દ્રવ્ય એકઠુ કરવા માટે અમુકે યજ્ઞ કર્યો કાઈ પોતાના કલ્યાણ માટે નથી કર્યો જો તેમ કર્યુ હોય તો દરેક પ્રસગે વાપરવા વખતે લોભ શા માટે રાખે ? આમ લોકો કહેવા માડે છે માટે ગમે તેવુ સારુ કર્તવ્ય કરવાનુ હોય પણ તે લોભને માથે રાખીને કરવાથી કશુ પ્રાપ્તી થતુ નથી ગમે તેવી ચાતુર્યતાવાન મનુષ્ય લોભ ધારણ કરતા મુર્ખ બને છે, લોભ બુદ્ધી ને ભ્રષ્ટ કરે છે, વિચક્ષણતાની વાટ છોડે છે, કાપણનો ડાટ વાળે છે લોભ પશ્ચાતાપ બહુ કરાવે છે

લોભને માટે આપણા પ્રાચીન શામળ કવિએ જે વર્ણન કરેલ છે તે ખરેખર દરેક મનુષ્યે ગોખવા લાયક છે માટે તેના મોટા કાવ્ય સગ્રહમાથી બહુ ઊપયોગી થોડા છપ્પા વાચવા

લોભ એ એક ચેપી રોગ છે જેમ કોઈ ચેપી રોગીનો ચેપ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાગતા તે વધે છે તેમ લોભ ને જેમ ઉત્તેજન મળે તેમ તે વધે છે તે એક કોઈથી પણ ન પુરાય તેવો ઊંડો ખાડો છે આખો મેરૂ પર્વત ખોદીને પુરીયે તો પણ તે ખાડો પૂરાતો નથી માટે ગમે તેટલી સમૃદ્ધી સમપાય તોપણ લોભીષ્ટવૃત્તિ રૂપ ખાડો વ્યાપી

પૂરાતો નથી, અગ્ની માફક જેમ આહુતિ મલે છે તેમ તે વધે છે એના કરતાં નિષ્કિચન ઉદાર હોય છે પણ લોભિષ્ટ હોતા નથી આવા પુષ્કળ દાખલાઓ છે. પ્રાચીન દ્રષ્ટાંત છે કે નવાણુનો ધક્કો જેને લાગ્યો હોયે તેજ પાછો પડે અર્થાત્ જેણે નવ્વાણુ રૂપૈયા એકઠા કર્યા હોય તેને સો પુરા કરવાની ઇચ્છા થાય છે પરંતુ તેટલા પણ ન એકઠા કરનાર આવે તેમ ખરચે છે અને ઉદાર મનનો રહે છે

निश्वो ष्येकशत शती दशशतं सोपीह लक्षशत

लक्षेशः क्षितिराज्यतां क्षितिपतिश्चक्रेशतां वांछत्ति

જેને કશુ ન હોય તેને નવ્વાણુ રૂપૈયા સુધી એકઠા થયા હોય તો એક રૂપૈયો ઉમેરી સો રૂપૈયાની પુરી થેલી કરી રાખી મુકવાનુ મન થશે પરંતુ તેટલા જેને નહિ એકઠા થયા હોય તેને કાંઈ લોભવૃત્તિ નહિ પ્રગટ થાય. સો રૂપૈયા એકઠા કરનારને હજારની થેલી કરવાનું મનમાં થશે હજારવાળાને લક્ષ એકઠા કરવાનુ મનમાં થશે લક્ષાધિપતિને રાજ્ય મેલવવાની તૃષ્ણા થશે અને સાધારણ રાજ્યવાનને ચક્રવર્તી થવાની ઇચ્છા થશે, પણ કોઈની લોભવૃત્તિ મટી સંતોષ વૃત્તિ નથી થતી. પરંતુ અતિ લોભી અતિ પૈસો એકઠો કરી જ્યારે સાવ દૈવ ઇચ્છાથી નિર્ધન થાય છે ત્યારે તેને ગળે ફાંસો ખાવાનો વખત આવે છે. માટેજ કહેવત છે કે **અતિ લોભ તે પાપનું** મૂળ સંતોષ સુખ છે તે સુખ લોભિષ્ટ મહા ધનવાન હોય તથાપી તેની પાસે નથી હોતું સટ્ટાને પરિણામે ઘણા લોભિષ્ટને મરણ શરણ થવું પડયું છે. ઘણા પ્રાચીન રાજાઓએ લોભને વશ થઇ વિશેષ રાજ્ય મેળવતાં સઘળુ ખોયુ છે દુર્યોધને લોભવૃત્તિ રાખી પાંડવોને કશુ પણ ન આપવા ધાર્યું તો છેવટ સઘળુ ખોયું. અને પોતાના સો ભાઇઓ સાથે જીવ પણ ગુમાવ્યો યોગવાસીષ્ટમા લોભને માટે જણાવ્યું

છે કે ચેતન્યરૂપ આકાશમાં લોભરૂપી રાત્રી છે જ્યારે તે રાત્રી પડે છે ત્યારે કામ ક્રોધાદિ ઘુવડોને સચાર થાય છે અને તેને પરિણામે સર્વનુ અકલ્યાણ થાય છે અને જ્યારે જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય છે ત્યારે ઉદાર વૃત્તિ પ્રસરે છે અને લોભરૂપ નિદ્રાનો નાશ થાય છે જેને પરિણામે જનોનુ કલ્યાણ થાય છે કારણ સૂર્યોદય થતા નામ ક્રોધાદિક ઘુવડ નાસી જાય છે લોભ છે, તે સતોષ રૂપ અમૃત રસના ઝરને સૂકવી નાખે છે આમ લોભના દુર્ગુણો જેટલા ન લખીએ એ ટલા ઓછા છે ટૂકામા લોભ છે એ કીર્તિનો અને પારલૌકિક ગતિને તેમ અન્યનુ શ્રેય કરવાનો મહાઘાતક છે ને અધમ ગતિપ્રદ છે માટે તેવા લોભને તજવો

---

## ऑम्

## तत् सत् परमात्मने नम

## श्रीमत शकराचार्य कृत "अपरोक्षानु सुति"नु गुजराती भाषान्तर

લખનાર રા બા દુલભજી વરમશી વૈદ

(ગતાંક પૃષ્ટ ૧૬ થી ચાલુ)

### દોહરા

બ્રહ્મ કથામા કુશળ જે, વૃતિહીન સહરાગ,
અજ્ઞાનતાને કારણે કરે ન સસૃતિ ત્યાગ ૧૩૩
બ્રહ્માદિ જે દેવ છે તે વૃતિ તજે ન લેશ,
તેમ સનક-શુકાદિ પણ રાખે તેજ અશેષ ૧૩૪

કારણતા છે કાર્યમાં, નહિ કારણમાં કાર્ય,
વિચાર કાર્યાભાવનો કરે કારણ નિવાર્ય ૧૩૫.
પછી શુદ્ધ વસ્તુ બને, ગિરા અગોચર તે,
પુન પુન દ્રષ્ટાન્ત છે, ઘડા માટીનો જે. ૧૩૬.
પ્રકાર આવાથી બને, વૃત્તિ બ્રહ્માત્મિક,
શુદ્ધ ચિત્તને પછિ મળે, બ્રહ્મજ્ઞાન સાત્વિક. ૧૩૭.
પ્રથમ પુમાને લોકવું, વ્યતિરેકે કારણ,
અન્વય યુક્ત પછિ કરી, કરવું કાર્યે શરણ ૧૩૮.
કાર્યે કારણ જોઇને, ઝટ કારણને મૂક,
કારણતાનો નાશ ત્યાં, મુનિ અવશિષ્ટ અચૂક. ૧૩૯.
તીવ્ર વેગથી ભાવના, જે વસ્તુની થાય,
શિઘ્ર રૂપ તેવુ ગ્રહે, ભૃંગ કીટનો ન્યાય. ૧૪૦.
અદ્રશ્ય ભાવે રૂપ જે, સર્વ ચિદાત્મક જાણ,
સાવધાન થઇ નિત્ય બુધ, સ્વાત્મા કરે પ્રમાણ ૧૪૧.
ચિત્વન બ્રહ્માકારથી, દ્રશ્ય કરી અદ્રશ્ય,
વિદ્વાન્ નિત્ય સુખ રહે ચિદ્રસ ચાખી રહસ્ય. ૧૪૨.
એ અંગોથી યુક્ત તે, રાજયોગ કહેવાય,
કિંચિત્પકવ કષાયનાં હઠયોગે જોડાય. ૧૪૩.
એ કેવળ સિદ્ધિ કરે, જેના મન પરિપકવ,
ગુરૂ દૈવતના ભક્તને સુલભ છે તેનુ સત્વ. ૧૪૪.

સમાપ્ત.

( ચિંતાથી ) આની આકૃતિ જોતાં આ અવસ્થાને એ યોગ્ય નથી ત્યારે આ દશા એને કેવીરીતે આવી? ભલે હોય.( પ્રકાશ) બાઇ! તારો ધણી જીવેછે ?

**શૈબ્યા**—( હા પાડતી હોય એમ માથું હલાવેછે ).

**રાજા**—( નિશાસો નાંખી મનમાં) જીવે શાનો ? જોજીવતો હોયતો ધણીઆણીની આવી અવસ્થા થવાદે ?

**ઉપાધ્યાય**—શું તે પાસેજ ઊભોછે ?

**શૈબ્યા**—( આંખમાં આંસું લાવી રાજાને જોયછે ).

**ઉપાધ્યાય**—( જોઇને વીસ્મયતાથી ) અરે ! શું આ એનો ધણી ?

( સખેદ )

શિખરિણી

અહાકાંધો જેવી. વૃષભવરની, દીર્ઘ કરછે
મદે મસ્તી ખોરા, કરિ સુઢ સમા માંસલ અને
જણાએછે ઊરૂ, નડી ભુવન રક્ષા યોગ્ય તનુને
મુકટું માથે શાને તણખલું ચુડા--રત્ન--સ્થલએ
અહા શાને માટે નરતું પથ વામે પરવરે
(અથવા) વિધાતાછે આડી કવણન અનાડીજ પ્રહરે. ૨૨૧

( આગળ આવી આંસુસાથે ) અરે મહાત્મા ! તારાં પોતાનાં દુ:ખમા મને ભાગીઓ કરવો ઘટે છે, માટે કહે, શામાટે આ બધું કરવું પડયું છે ?

---

૧ રાજાને જોઈ ઉપાધ્યાય પણ ખિન્ન થાયછે ને તેની પરોપકાર વૃત્તિ દર્શાવી આપેછે શ્લોકનો ભાવાર્થ--નદી જેવી કાંધ, બત્રીશ લક્ષણ વાળો પુરૂષ હોય એવા લાંબા હાથ, મદથી મસ્તાન બનેલા હાથીની સુઢ જેવા અને માસવાલા સાથળ વાળો આ પુરૂષ આખા જગતની રક્ષા કરવા યોગ્ય એટલે રાજા થવા યોગ્ય જણાય છે, પણ જે માથા ઉપર રત્નજડિત મુકુટ શોભવો જોઈએ તે ઠેકાણે આ પુરૂષ તણખલુ મુખી શામાટે ઉલટો રસ્તો લેતો હશે ? પણ વિધાતા એવી આડી અને અનાડી છે કે તે કોઈનેજ છોડતી નથી. એટલે ગમેતેમ હોય તો પણ તે પોતાનો પ્રહાર કર્યાવગર રહેતી નથી

**राजा**—( વીચારકરી વીકળતાથી મનમા ) આ સાધુ પુરૂષના વચનનો અનાદર કરવો એ યોગ્ય નથી ( પ્રકાશ ) અરે સાધુ ! આ પ્રસંગે વિસ્તારથી હુ કહી શકતો નથી, માટે ટુંકમાજ કહુ છુ તે સાભળો, બ્રહ્માઋણમાથી મુકત થવા આ કામ આરભ્યુ છે. આથી વધારે નહિ પુછવાની મારી ઉપર કૃપા કરશો.

**उपाध्याय**—એમજ છે તો મ્હારૂ ધન ગ્રહણ કરો.[1]

**राजा**—( કાને આડા હાથ દઈ ) રેરેસાહુ ! એ વૃત્તિ બ્રાહ્મણની છે, તેનો અમને-નીષેધ છે માટે જો તમને અમારી ઉપર દયા આવતી હોય તો મુલ્યના રૂપમા આપો. [2]

**शैव्या**—( સભ્રમથી અગાડીજઈ, વીનય યુકત અંજલી ધરી ) આર્ય ! પહેલા મ્હારી માગણી કરીછે, માટે મને તર છોડશો નહી મારી ઉપર કૃપાકરી તમારે શરણે આવેલીનુ ગ્રહણ કરો.

**उपा**—( આસુ સહીત ) બાઈ !

### દોહરો

દ્રવ્ય તમારૂં તેહછે આપુ અડધો લાખ,
કરવુ સુઝે તે કરો, સમજી અન્ને આપ ૨૭

( એમ કહી ધન આપે છે )

**शैव्या**—( લઈને સહર્ષ ) આર્યપુત્ર ! તમારા અડધો પ્રતિજ્ઞાભાર તો ઓછો થયો ચાલો હુ કૃતાર્થ થઈ

**उपाध्याय**—( મનમા ) આની વીકળતા આપણાથી તો જોવાતી નથી ( જવામાડે છે ) [1]

**शैव्या**—જો આપ જરાવાર ઉભા રહો તો હું આર્ય પુત્રને નીહાલી લઊં

**उपाध्याय**—આ કૌણ્ડિન્ય અહીં ઉભો છે (નીકળી જાય છે)

---

૧ ઉપાધ્યાયની કેટલી ઉદારતા કે પોતાનુ ધન આપી દેવા તૈઆર થાયછે
૨ આટલી વિપત્તિ






ગોલ્ડ્યા—(રાજાને છેડે ધન બાંધીને) આર્ય પુત્ર ! આ બિહારનું ઇષ્ટનુ દાસીપણુ સ્વીકારવાની આજ્ઞા આપો

રાજા—(વીકળતાથી) વિધિનો પ્રભાવજ એવો છે. આજ્ઞા અપાઇ ચુકી છે (ઠપકો આપતો હોય તેમ મનમા) અરેરે ! અભાગીઆ !

આર્યા

દેવી પદેય લીધી, પરગૃહપરિચારિકા બનાવી મ્હેં
માથાનો મણી મેં તે મુરખે મૂકયો પગે આજે
(વધારે દયાજનક મુખ કરી) અરેરે ! દુ ખ ! ૨૪[1]

પુષ્પિતાગ્રા

હત વિધિ મતિ મૂઢ મુજ સમો નથી નરકો સુતદારનેય વેચ્યં
પડી ગયુ મુખ નીચુ નમ્ર મુતિ, પણ સવિતાનુંજ આ.
કૂળ દીસે (જીવ ઠેકાણે આણી પ્રકાશ[2] પ્રિયે) ૨૫

શાલિનિ

સેવે નિત્યે શિષ્યને દ્વીજને આ, પ્રીતીથી તુ સેવજે પતિ એની
આણે રક્ષે. બાળ રક્ષા કરીને સ્હેજે સર્વે, દેવ આધીન થઇને

ગોલ્ડ્યા—જેવી આર્ય પુત્રની આજ્ઞા (નીકળી જવા માડે છે. રાજાને જોઇને વીકળતાથી ચાલે છે).

બટુ—(કોપથી) બાઇ ચાલો, ચાલો, ઉપાધ્યાય દુર જતા રહ્યા છે

(અપૂર્ણ)

---

૧ હુ કેવો મુરખ છુ કે મે જે મણીને માથે મુકવો જોઇએ તેને પગે પહેર્યો કેમકે મે એને રાણી બનાવી અને આજે પારકા ઘરની દાસી સ્થાને પણ ગોઠ

૨ મ્હારા જેવો આભાગિઓ અને મુરખ કોણ હશે કે જેણે પોતાના બઇરી છોકરાને પણ વેચ્યા હશે હુ સૂર્યવશિ હોવાથી મારા આ દોષને લીધે પોતાના કૂળનો દોષ માની મહાન્ તેજસ્વી એવા સૂર્યરાયનુ પણ મુખ ઝાખુ પડી ગયુ છે

## अनुक्रमणिका



## वेदधर्म सभा तरफथी वेचवानां पुस्तको.

નીચે જણાવેલા સર્વ પુસ્તકો વિદ્વાન ગૃહસ્થો તરફથી લખાઈ આ સભા તરફથી બહાર પાડવામાં આવ્યા છે તે ધર્મ વ્યવહાર અને ઉત્તમ આચાર વિચાર બતાવનારા છે જથ્થો બંધ લેનારને બહુ સારૂ કમીશન આપવામાં આવે છે અને આ પુસ્તકોના વેચાણથી થએલી આવક ધર્મસંબંધી બીજા પુસ્તકો છપાવવામાંજ વપરાય છે

| પુસ્તકો | કિંમત<br>રૂ. આ પા. | ટપાલ ખર્ચ<br>રૂ આ પા |
|---|---|---|
| ગોપાળ ચિંતામણી ( શાસ્ત્રી શંકરલાલ કૃત ) | ૧—૦—૦ | ૦—૨—૦ |
| શ્રીમદ્ભાગવતભાષાન્તરમુલસહિત પોથીના આકારમાં<br>આ૦ બીજી પ્રથમ રૂપીઆ ૧૫ કિંમત હતી તેજ | ૧૦—૦—૦ | ૧—૧૨—૦ |
| શ્રીમદ્ ભાગવત ભાષાન્તર મુલ સહિત પોથીના આકારમાં રફ કાગળવાળું. | ૮—૦—૦ | ૧—૧૨—૦ |
| અનુસુયાભ્યુદય ગુજરાતી આવૃત્તિ ચોથી<br>શાસ્ત્રી શંકરલાલ કૃત | ૦—૨—૦ | ૦—૦—૬ |
| અવલોકન સરસ્વતીચન્દ્ર ભાગપેહેલાનુ આવૃત્તિ પેહેલી<br>( રા વિશ્વનાથ કૃત) | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ઇશાદિદશોપનિષદ્ શ્વેતાશ્વતર સાથે રેશમી પુઠું મુલસંસ્કૃત | ૧—૦—૦ | ૦—૨—૦ |
| એકાદશ સ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ બીજી | ૧—૬—૦ | ૦—૨—૦ |
| કેશવકૃતિ અથવા *અનુભવના ઉદ્ગાર | ૧—૧૨—૦ | ૦—૩—૦ |
| ચર્પટ પંજારિકા ગુજરાતીમાં આવૃત્તિ પહેલી<br>રા કેશવલાલ કૃત | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ચન્દ્રપ્રભા ચરિત્ર ગુજરાતીમાં આવૃત્તિ પેહેલી | ૧—૦—૦ | ૦—૨—૦ |
| જયાકુંવર સંસાર સુખ દુ:ખના દશ વર્ષ આવૃત્તિ બીજી<br>ડા૦ પોપટકૃત | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| તત્વવિવેક ( વેદાન્તવિષય ) આવૃત્તિ પેહેલી<br>રા રા વિશ્વનાથ પ્રભુરામ કૃત | ૦—૨—૦ | ૦—૦—૬ |
| દશમસ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ પેહેલી | ૧—૮—૦ | ૦—૩—૦ |
| દેવી ભાગવત ગુજરાતી ભાષાન્તર આ પહેલી | ૮—૦—૦ | ૦—૮—૦ |

*આ પુસ્તકને શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતામાં ઇનામ આપવાના પુસ્તક તરીકે માન્ય કરેલ છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્ત- ૩૮ મુ ]      ભાદ્રપદ સંવત્ ૧૯૫૯      [ અંક ૧૧મે

## ॥ यतो धर्मस्ततोजय ॥

### मन बोध

भजन अथवा—ठमरी

का तु सुतु छे परवशतामा जाग हवे मन मारा रे
समय साचवी ने छेनटनो कमकरीन सारा रे—टेक
ज्ञान प्रकाशनो भामन रीधो शोध्या ते अभारा रे
मायामा लपटाय नफटतें कीधा कर्मों नठारा रे—का तु
शुभ अशुभनो गणना न करी विषय महीं वमनारा रे
साधन सघळा अेवा शोध्या जे दु खना करनारा रे—का तुं
क्याथी आव्यु क्या जातु छे कोण जनम देनारा रे
अे शोध्यु नहीं भटक्यु वधेपण नसीब वणस्या तारा रे—का तु
जाग्यु त्याथी सवार समजी सज्ज थईजा प्यारा रे
हजु अवसर छे समज पछीतो कोइनथी केनारा रे—का तु
अगम शब्दनो सुण भणकारो खोल श्रवणना द्वारा रे
जो पासेथी चाली जाता ज्या सघळा जानारा रे—का तु
ज्या जावु छे तारे छेवट चुकववा पतीयारा रे
जमनु तेडु झुमी रह्यु छे वागी रह्या छे नगारा रे—का तु

संत जनोने शेवे तेजन, नहि नर्के पडनारारे
चाले दयाशंकर अे रस्ते विघ्न नहि नडनारांरे—का तुं

मनने संबोधन *

" कानुडो कामण गागेरे साहेली आतो " येराह
जनमीने नहि जोयुरे जगतमाते
आयुष्य अज्ञाने खोयुंरे, मफतमा ते
जननिने भार दीधो फेरोतें फोकट कीधो
मलीन मारग लीधोरे, जगतमां ते
धुतारा धधामा धायो गरवमां तुं घेरायो
लालच लोभे लेवायोरे, जगतमा ते
असत्यना काम कीधां दामते दगाथी लीधां
सत्यने घोळी पीधारे, जगतमा ते
ठग बाजी रमे ठाली झरने ते लीधुं झाली
मदमा रह्यो छे मालीर, जगतमा तें
अंते तारे सेहेवुं पडशे ज्यारे ते आवीने नडशे
राक थइने त्यारे रडशेरे, जगतमा तें
कळकळीने तो कायो तापमां रही तवायो
झडपीने जेम झाल्योरे, जगतमां तें
नरकना कुंडे लावी दीधो छे तने झोकावी
राख्यो छे तने रीबावीरे, जगतमां तें

* આ લેખ એક બાઈ તરફથી અમને મળ્યો છે. તે તેમને ઉત્તેજનાર્થે પ્રસિધ્ધ કરવામા આવ્યો છે.

# आशा

( ગતાંક પૃષ્ટ ૮ થી ચાલુ )

આશાની બાબતમા આ પ્રકરણમા એ જણાવવામા આવે છે કે આશા જે તાત્પર્યથી જીવનાથે જોડેલ છે તે હેતુ અતિ ઉત્તમ સુખપ્રદ છે પ્રાણીમાત્રને પોતાનુ કર્તવ્ય કરતા આશા એ હિમ્મત આપી પુષ્ટીદાતા એક મહાન સાધન થઈ પડે છે આ શાનો શુભ હેતુ ધ્યાનમા રાખી જો વર્તવામા આવે તો વા છિત ફળપ્રદ થઈ પડે છે પરતુ શુભ હેતુને વિસારી દેવાય તો નિરાશા પણ થાય છે ગને ધારેલુ વ્યર્થ થાય છે આશા આમ વ્યર્થ થતા તેમનો વિકાર ઉત્તેજક બને છે તો મનો વિકારોદ્દલનનુ મૂળ પણ આશા હોવાથી તેવી આશાને નીય મમા રાખવાની મતિ જરૂર છે જેમકે ઘોડાની લગામ હાથ મા મજબુત પકડી રાખી હોય તો તે માર્ગ ભ્રષ્ઠ નથી થતો પરતુ જો લગામ હાથમા ન હોયતો તે યથેચ્છા દોડી જઈ વખતપર જીવઘાત પણ બને છે તેથી આશાને કબજે રાખી હોયતો એ દશા પ્રાપ્ત ન થાય આશા પ્રાણીમાત્રમા સરજી છે જે જીવ છે તે તમામમા આશાના અકુરો સ્ફુર્યા છે જેમ જેમ સમજણ આવતી જાય છે, જ્ઞાન દ્રષ્ટી પ્રબલ થતી જાય છે, તેમ તેમ આશા વધતી જાય છે જેમ જેમ વ્યવહારવધતો જાય છે, મનુષ્યોમા પોતાની પ્રતિભાઓ જેમ વિશેષ પડવા માડે છે તેમ આશાઓ વધે છે ખરૂ જોતા તો આપણા પોતાના દે હને નિરોગી રાખવાનુ કાઈપણ અસર કારક ઓષધ પેદા કરવા આપણે ધારતા હોઈએ તો તે આશારૂપજ આ ષધ મેળવવુ તે ઔષધ સજ્જડ હોય તો નિરોગી હેવાને અ ર્થાત્ માનસિક વ્યાધીરહિત રહેવાને બીજા આષધની જરૂર નથી પડતી ખરૂ જોતા આશા એ એક મનને પ્રકાશ કરનારી આખ છે આખમા જેમ સહજ રજકણ પડેલ હોય તો તેને પરિ ણામે જીવને અતિ ત્રાસ થાય છે તેમ આશામા પણ નિરા

શાના ચિન્હરૂપ સહજ રજ પડે તો ઘણો ઉદ્વેગ થાય છે માટે
આંખ માફક આશાને અતિ સંભાળવાની જરૂર છે.

આ મોહોત્પાદક જગત્મા ઈશ્વરે જે માયાનુ નિર્માણ કરેલ
છે તે માયામય જળમા સર્વ જંતુમાત્ર ડુબેલ છે સમુદ્રમા જેમ
મોટા પ્રાણીઓ મગરથી માંડી સુક્ષ્મ જંતુપર્યંત આશ્રય કરીને
રહેલ છે. તેમ માયામય જલમા પણ સર્વે પ્રાણીઓ ભિન્ન ભિન્ન
આશાઓથી ડુબેલ છે જેમ સમુદ્રમાં ક્ષાર રહેલ છે તેમ આ-
શા એ સંસાર સમુદ્રનો ક્ષાર ભાગ છે એટલે કે તેને ક્ષાર ક-
હેવાનુ કારણ એટલુ કે જે મનુષ્ય નિરાશ થાય છે તેને સં-
સાર ખારો લાગે છે. અથવા સંસારના કર્તવ્યો જે જે પાપમય
લાગતા સંસારમાથી ચિત્ત ઉઠી જાય તેને સંસાર ખારો લાગે
છે. સમુદ્રનુ જેમ માપ થતુ નથી તેમ આશાનુ પણ માપ થતુજ
નથી આશાની ઉત્પત્તિના કારણો કેટલા જગત્મા હશે એ દર્શા-
વવા બેસીએ તો ગ્રંથોના ગ્રંથો ભરાય પણ કારણો ખુટે નહિ
જેથી આશા તો અવર્ણનીય છે પરંતુ તેના કારણો પણ અવર્ણ-
નીય છે. છતા જો મનુષ્ય યત્ન કરવા ધારેતો તે કારણોને ક્ર-
મવાર ગોઠવી ભાગ પાડી શકે જેમકે આખી પૃથ્વીના ગામો ના
ધવા બેસનારને વખત અને મગજને તસ્દિ અતિ જોઈએ, છી-
એ પરંતુ આખી પૃથ્વીના ખંડો કરી પછી જાણવા લાયક
ગામો એક ખંડ લઈ તેમાંના લખી પછી બીજા ખંડના લખી-
એ આમ કરવાથી પાર પમાય છે ખરૂ. તેમજ સૃષ્ટીના તમામ
જીવોનું વર્ણન કરતા પારપામી ન શકીએ પરંતુ જીવમાત્રના
વર્ગો પાડી વર્ણન કરવા બેસીએ તો સહેલાઈથીજ પાર પામી
શકીએ છીએ. એમ આશાને માટે પણ વર્ગીકરણ કરતા સહે-
લાઈથી કાંઈક અંશે પાર પમાશે

આશાની ઉત્પત્તિમા મુખ્યત્વે બે સ્થાનકો હોય છે એક
અજ્ઞાન બીજું તર્કશક્તી. તેમા અજ્ઞાન એ પ્રાણીમાત્રમાં હોય
છે અને તર્કશક્તિ એ માત્ર મનુષ્ય જાતીમાંજ હોય છે.

જીવન ( જીવાડનાર જળ ) હોવું જોઇએ એમ મનાય છે કારણ તેને પરિણામે હમેશા તે જીદગી રૂપ વૃક્ષ લીલુ અને પલ્લવિત રહે છે પરંતુ નિરાશારૂપ સહજ પણ તાપ લાગતા તર્તજ તે જીદ-ગીવાન વૃક્ષ ( શરીર ) કરમાવા મડે છે જે મનુષ્ય કર્તવ્યકર્મ કરતા ભૂલ કરે છે, કર્તવ્ય પાર પામવાની જેનામા શક્તી ઓછી હોવાથી જે નિજકર્મમા પાછો વારંવાર હઠે છે, જે તેનો સદુપ-યોગ કરતાં સમજતો નથી. કાયર હોયછે તે મનુષ્યજ પોતા નાહેતુથી નિરાશ થતાં આશાને વગોવે છે પરંતુ જે

विघ्नै पुन पुनरपि प्रतिहन्यमाना:

प्रारभ्य चोत्तम जना न परित्यजंति

ગમે તેવાં વિઘ્નો આવી પડે પરંતુ તેની દરકાર ન કરતાં જે મ-નુષ્ય મહાન આશાને અવલંબી પોતાનુ દ્રઢ મન રાખી કર્તવ્ય પરાયણ રહેછે અને પોતે એક વખત કર્તવ્ય કર્મમાં કરે લીભૂલને પોતે જાણી લઇ અથવા પોતાથી વિદ્વાન દ્વારા નિરાભિમાની થઇ જાણવાની આકાક્ષા રાખી શિષ્ય બની તે કર્તવ્યમાં તદાકાર બની પારપડવાને માટે કોશેષકરેછે તે મનુષ્ય દરેકપુરૂષાર્થ સિદ્ધ કરી પોતાની માનસીક અંકુરિત આશા ફળિત કરવાને ભાગ્યશાળી બનેછે

ઉપર જણાવેલ આશાના અનેક ભેદોછતાં જે ચાર ભેદો કરીતેમાં તમામ આશાનો સમાવેશ કર્યો તે ચારભેદ પૈકી પ્રથમ ભેદનું ટૂંકામાં વર્ણન નિચેપ્રમાણે.

ભેદ પેહેલો—ધર્મ—૧ ધર્મએક આશાનો ભેદ ગણ્યો છે અને આમગણી આશાને શાસ્ત્રકારે મહાનપદ પણ આપ્યુ છે. પરંતુ તે મહાન પદ આપવાનો પણ હેતુ છે તે એક આશાના ભિક્ષુક આશા અને મહાન આશા આવાબેજ માનવના અંત કરણોથી પણ એક તો પેટાભેદ થઈ શકેછે તેમાં જે કર્તવ્યમાંજ તદાકારબની ફળની કાંઇ પણ આશા ન રાખતા કર્તવ્ય બરાબર

મન આકર્શાયછે. ધર્મીષ્ટ મનુષ્ય ભૂતમાત્રનાં દુઃખને જોઈ અર્દ્રબનેછે તેથી પોતે તન મન અને ધનથી યથા શક્તી તેનુ શ્રેય કરવાને તત્પર બનેછે, જેથી તેમા દયા દાન અને પરોપકાર અને પરસ્નેહના સઘળા અશો આવી ગયાં ધર્મીનું અર્થાત્ ધર્મ સપાદન કરવાને ઇચ્છનાર પુરૂષને હરેકરીતે પોતાની બુધ્ધી ખીલાવવાની અને જ્ઞાન મેળવવાની આકાક્ષા રાખેછે. વિવેકી બની સામાને પ્રસન્ન રાખતા ચાહેછે તન કે મનથી કોઇનુ બૂરૂ કરવા ઇચ્છતો નથી સત્ય વાણી જેમ વિશેષ બોલાય તેમ સારૂં એવી ચાહનાછે મન તથા તન પવિત્ર રહે તેવી વર્તણુક ચલાવેછે. જેસમા આવી જઈ ઇન્દ્રીઓને નત પાવતાં શાંતરેહેવાને ઉત્કંઠીત બનેછે. આમ કરવાથી શૌચ બુધ્ધી વિધા વિવેક અહિસા અને સત્ય એ સઘળા અગો પણ આવી ગયાં આ સપૂર્ણ અગો સંપાદન કરતાં ધર્મ મેળવવાની આશા ફળિભૂત થવા આવી એમ મનાયછે. ભર્તુહરીએ ધર્મ પથગામી ને માટે કર્તવ્ય બતાવેલછે.

प्राणा घातान्नि वृत्तिः परधन हरणे
सयम. सत्यवाक्य
कालेशक्तया प्रदानं युवति जनकथा
मूकभावः परेषा
तृण्णास्त्रोतो विभंगो गुरुषुच विनयः
सर्व भूतानुकपा
सामान्य' सर्व शास्त्रेष्व नुपहविधि'
श्रेयसा मेषपंथा

કોઇ પણ પ્રાણીનો ઘાત કરવાની ઇચ્છા ન રાખવી. પારકુ દ્રવ્ય છુપીરીતે (ચોરીને) લેવાને માટે વૃતિકરવી નહિ, સત્ય વચન કાયમ બોલવુ. સમય પરત્વે યથાશકિત દાન કરવું.

દાનમા ફક્ત મન દાન આપવુ કે દ્રવ્ય આપવુ એજ દાન નથી ગણાતુ પરંતુ તનથી પણ દાન થાયછે કોઇનો ઘાત થતો હોયતો તેને આશ્રય આપી ઘાત કરનાર હઠાવી અભયદાન પણ અપાયછે અથવા સામાનુ ભલુ પોતાની જીભથી થતુ હોયતો તેમ પણ કરવાથી દાન કરવાનુ ફળ મળેછે

हस्तादपिनदातव्य ग्रहादपिनदीयते

परोपकरणार्थाय वचने कादरिद्रता

પોતાને હાથેથી કે ઘરમાથી કાઢીને લઇ આપવુ ત્યાથી પણ માત્ર વચન કહેવાથી સામાને મહાન લાભ થતો હોયતો ત દાન શામાટે ન કરવુ વચનમા દરિદ્રતા શામાટે રાખવુ આપણુ એ મહાન ધર્મછે અને શાસ્ત્રબળે પણ સમય પ્ર વ ર્ત તી પ્રમાણે દાન આપવુ એજ નિયમ લાગુ પડેછે એટલે કે સમય અનુકુળ હોય એવે વખતે માત્ર વચન નાખતાજ સામાનુ ભલુ થાયછે ઉપરનુ દાન કહ્યુ તે તન દ્વારા કરવાનુ દાન કહ્યુ તેવીજ રીતે મનથી પણ દાન કરાયછે એટલે કોઇ ધ્યેયમા માનસિક વૃત્તિ રાખી સમય પરત્વે ધનથી સામાનુ શ્રેય કરવુ અથવા કોઇ દ્વારા કરાવવુ આમા મનદાન ધનનુ દાન પણ આવી ગયુ આ તમામ દાનોમા સમયતો જણાવેલછે માટે તેને અનુસરવુ એ પ્રમાણે પારકી સ્ત્રી સબધ વાનો થતી હોય ત્યા મા ન રહેવુ કોઇ સ્ત્રીઓપર મનથી પણ કડવી કે મીઠી એકે જાતની નજર નકરવી આદાસીન વૃતીજ રાખવી અતિ કોઇ વસ્તુ મેળવવાને માટે આકાક્ષા રાખતા કર્મ પ્રવાહને અટકાવવો અર્થાત કોઇ ફળની અતકરણ પૂર્વક આશા ન રાખવા કરતા કર્તવ્ય પરાયણ રહેવુ

कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन

કૃષ્ણ પરમાત્મા કહેછે હે અર્જુન કર્મ કરવામા તારો અધિકાર છે પરંતુ ફળની તૃષ્ણા રાખવાનો તારો અધિકાર નથી

सिध्यसिध्यौ समं भूत्वालाभालाभौ जयाजयौ

અસિદ્ધી અને સિદ્ધી અથવા લાભ અને અલાભ એ બન્ને તારે તોસમાન માનવાં આ મહાવાકયોમાં ગર્ભિત રીતે ફળ તૃષ્ણાનો ત્યાગ સૂચવેલછે જેથી દરેક ફળ તૃષ્ણાના પ્રવાહને અટકાવવો ગુરૂ પ્રત્યે વિનય રાખવો ગુરૂ કોણ કોણ કહેવાય. તેને માટે શાસ્ત્રમત

जनिता चोपनेताच यश्चविद्यां प्रयच्छति

अन्नदाता भयत्राता पञ्चैते गुरव स्मृता.

જન્મ આપનાર માતા પીતા એમુખ્ય ગુરૂ બીજે નંબરે ઉપવીત સસ્કાર કરનાર ગુરૂ, ત્રીજે નબરે અધ્યયન કરાવનાર ગુરૂ ચોથે નબરે અન્ન આપનાર ગુરૂ અને પાંચમે નબરે ભયથકી રક્ષણ કરનાર ગુરૂ, એ પાચ જાતના ગુરૂછે અર્થાત્ મનુષ્ય માત્ર એ એનો રૂણી બનેછે. તે રૂણી એવો બનેછે. કે યાવત્ જીવિત સેવા કર્યા છતાં તેવા રૂણમાંથી છૂટતો નથી માટે કાયમ તેઓ સાથે વિનયવાન બનવુ અને સર્વ પ્રાણીપર દયા રાખવી ને ઉપર જણાવેલ કર્તવ્યો ને અનુસરવુ એજ ખરેખર સર્વશાસ્ત્રોએ અગીકૃત અને શ્રેયસ્કર ધર્મ માનેલછે. અન્ય પ્રાણી કે મનુષ્યનુ ભલુ કરવાના જે અનેક માર્ગો તેજ ધર્મની આશામા કારણ રૂપથઇ પડેછે. કારણ જે ઉપર પૂરણ ભાવ થાય તે સપાદન કરવાને આશા બધાયછે. ઉપર જણાવેલ ધર્મનાંતત્વો ઉપર પૂર્ણ ભાવ પ્રગટ થાયતો અને તે તરફ મન લલચાય તેને સપાદન કરવાને લાલસા થાયછે એ સહજછે તે લાલસા એજ આશા. ખરૂ જોતા બીજી અનીતિ પ્રવર્તક આશાઓ કરતાં આવી આશા સપાદન કરવી એ ન્યાયછે મનુષ્ય માત્ર જયારે એ ધર્મ વિલય તરફ પ્રેરાયછે ત્યારે તે નીતીને લીધે મળેલા જ્ઞાનથી આમજ કરવુ એજ મારૂ ન્યાય કર્તવ્યછે અર્થાત્ તેજ મારો ધર્મછે એમ જાણી

શકેછે જ્યારે એમ સમજણ આવે ત્યારે એમ અનુસરાય તો સારૂ એવીજે મનમા ધારણા રાખે તેનુ નામજ આશા ધર્મના વિષયમા જે આશાઓ બધાયછે તે વિશેષત સ્વાર્થમય કરતા પરાર્થમય વિશેષ હોયછે જેથી તે મહાન પદ પામવાને લાયક બનેછે ધર્મના વિષયને કેવળ પારમાર્થિક ગણીએ તો તેમા કશુ ખોટુ નથી કારણ તેમા સ્વાર્થ કરતા પરમાર્થ ઘણેઅંશે રહેલ હોયછે

( અપૂર્ણ )

---

## દ્વીજ સસ્કાર

જડપદાર્થ પણ સસ્કારથી દીપી નીકળે છે જેમકે ખનીજ પદાર્થો પૈકી સોનુ અને હીરો વગેરે પ્રથમ પથ્થર ને ધુળથી મિશ્રીત હોય છે ત્યારે તે બરાબર સારા લાગતા નથી, પરતુ હીરાને શરાણ ઉપર ચડાવી તે દ્વારા તેના પથ્થર ધુળ વગેરે દુર કરવાથી તે હીરા અતિ ચળકાટ વાળો બની માનવો ને મોહ પમાડેછે તેમજ સોનુપણ પ્રથમ પથ્થરને ધુળ મિશ્રીત હોયછે તે દુર કર્વાથી શુધ્ધ કુદન થઈ મનરજક બનેછે આમ પ્રાણીઓમા પણ સમજવુ અર્થાત સર્વ પ્રાણીઓ સસ્કાર વાન બન્યા પછી દીપી નીકળેછે ટુકામા સસ્કાર વાન કર્યા પછી ઉચ્ચ પદાથ સુવર્ણ અને હીરો સ્પષ્ટ રીતે ઓળખી શકાયછે પરતુ સસ્કાર ન કર્યા હોય ને ધૂળને પથ્થર મિશ્રીત હોય ત્યાસુધી બરાબર કેમ ઓળખતા નથી તેમ ઉત્તમ દ્વિજ ( બ્રાહ્મણ ક્ષત્રીય અને વૈશ્ય ) વર્ગ સસ્કાર વિના ઓળખી શકાતો નથી જેથી સસ્કાર થયા પછીજ દ્વિજ સજ્ઞાપડે એમ શાસ્ત્ર કહેછે

जन्मना जायते शूद्र सस्कारा द्विज उच्यते

બ્રાહ્મણ ક્ષત્રી કે વૈશ્યની કુળમા જન્મ્યાછતા પ્રથમ તો મનુષ્ય જ્યાસુધી તેમને ષોડષ સસ્કાર પૂરા થયા નથી ત્યાસુધી તે

શુદ્ર સમાનજ ગણાયછે અને સસ્કાર પૂર્ણ થયા પછીજ બ્રાહ્મણ ક્ષત્રીય કે વૈશ્ય જાતીમાં જન્મ નારની દ્વિજ એવી સંજ્ઞા પડેછે માટે શાસ્ત્રોએ દ્વિજને માટે સસ્કાર વિધિ આવષ્યક ગણેલ છે દ્વિ–એટલે બે. જ–એટલે જન્મેલ એટલે કે માતાના ઉદરમાથી જન્મે તે જન્મ અને સસ્કાર કરવા એ પણ એક જન્મજ થયેલ ગણાયછે અર્થાત્ બે જાતના જન્મને દ્વિજ કહેવાય સસ્કાર વિધિ આવી ઉપયોગી છે છતા જે તે સસ્કાર વિધી મૂળ સસ્કૃતમા છે પરતુ તેનુ તત્વ ખરી રીતે સમજાવવાને અને તેનો હેતુ શુ છે તે દર્શાવવાને હજી સુધી કોઈ પણ ભાષામાં પ્રસિદ્ધ રીતે વિવેચન નથી થયું એ મહદ્ આશ્ચર્ય ધાર્મિક હજારો વિષયો ચર્ચાય છે તેમા ષોડશ સસ્કાર વિધિનો વિષય ચર્ચાવાની અતિ જરૂર છે કારણ તેથી બાળકોને જનોઇ દેવી, લગ્નકરવા વિગેરે શાસ્ત્રમા જે કરારો લખેલ છે અને વિધી કહેલ છે તેનો હેતુ શુ છે તે જાણતા તે હેતુને અનુસરીને દરેક મનુષ્યને ચાલવાતુ સહજ પણ મન થશે. દરેક સુધારક વર્ગ આજ કાલ સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા પાછળ લાબા વિવેચન કરે છે, બાલ લગ્ન અટકાવવા માટે મથે છે અને એવાં એવા અનેક વિષયો ચર્ચાવે છે તેવાઓને મારે પ્રાચીન સસ્કાર વિધિનો જે શાસ્ત્રીય હેતુ છે તે બહાર પાડવાની સૂચના કરવી તે હુ અયોગ્ય નથી ધારતો કારણ તે હેતુજ જો પૂર્ણ સમજશે તો લોકોને કેળવણી, બાળ લગ્ન, કે પતીપત્ની પ્રત્યે ધર્મ, પુનર્લગ્ન, વગેરે કોઇ બીજા ભિન્ન ભિન્ન અનેક વિષયો ચર્ચાવવાની જરૂર નહિ પડે ટુકામા તે તમામ સાંસારિક ઉપયોગી વિશયોનો એક ષોડષ સસ્કાર વાન શાસ્ત્રીય પ્રકરણમા સમાવેશ થઈ જાયછે

હવે ષોડષ સંસ્કાર કયા કયા તે નિચે પ્રમાણે –

૧–ગર્ભાધાન ૨–પુસવન ૩–સીમત ૪–જાતકર્મ ૫–નામકરણ ૬–નિષ્કૃમણ ૭–અન્નપ્રાશન ૮–ચૌલ ૯–ઉપનયન ૧૦

ચૌડીય ૧૧-શાસ્વર ૧૨-નાતિ- ૧૩-આપનિશદિ ૧૪-કેશાંત ૧૫-સમાવર્તન ૧૬-વિવાહ

ઉપર જણાવેલ સોળ સંસ્કાર શિવાય અન્ય શાસ્ત્રમા સંસ્કારના પચીસ ભેદ જણાવેલ છે પરતુ તે ભેદનો ષોડશ સંસ્કારમા સમાવેશ થાય છે જૂનાગઢના રહીશ પાઠક ગોરાભાઈ રામજીએ સોળ સંસ્કાર માટે લખ્યુ છે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ તેને બહારપાડવાને ઉત્તેજન આપ્યુ છે એમ મારા સાભળવામા છે પરતુ તેના પણ કેટલાક મુદ્દાલઈ મોંઘા પુસ્તકના આ ક્રમમા બીજી વખત સિવાય વિસ્તારથી આ ધામિ-માસિકમા લખાશે તો તેમા પુનરુક્તી જેવુ શુ નહિ ભાસે વાચકવર્ગને વિશેષ વિવેચન થશે એ સંસ્કાર સબધે જેટલુ બોલાય કે લખાય તેટલુ ઓછુ છે કારણ સંસ્કાર કરવાના જે મર્મ છે તેનુ રહસ્ય દરેક મનુષ્યના સાભળવામા આવે તોજ આપણા પ્રાચીન શાસ્ત્રનો ભાસ થાય અને તેના વાચનને અનુસરવાની ઇચ્છા થાય છે

સંસ્કાર પહેલો

ગર્ભાધાન

સ્ત્રીના ઉદરમા ગર્ભને ધારણ કર્યો તેનુ નામ ગર્ભાધાન કહેવાય છે ગર્ભાધાનને માટે શાસ્ત્રકારો એમ કહે છે કે પ્રથમ ઋતુમતી થયેલ સ્ત્રીને ગર્ભાધાન સંસ્કાર કરવો અને ત્યાર બાદ પતિ પાસે તેને મોકલવી ગર્ભાધાન સંસ્કારનો સમય નિચેમુજબ

द्वादशाद्वत्सरादूर्ध्वं आपञ्चाशत्शरत्समा

मासिमासिभगद्वारा प्रकृत्यैवानवस्रवत्

સ્ત્રીની બાર વર્ષની ઉમર થયા પછી તે પચાસ વર્ષની અવસ્થા થાય ત્યાસુધી તેને દર માસે આર્તવનો યુક્તી દ્વારા સ્રાવ થાય છે જ્યારે બાર વર્ષની ઉમર થયા બાદ જે પહેલો સ્રાવ થાય તે સમયને ગર્ભાધાન કાળ કહે છે સ્રાવ થયા પછી ચોથે

દીવસે એ ક્રિયા થાય છે કારણ શાસ્ત્રકારોએ સ્રાવ થયાપછી ના ચાર દીવસો વર્જીત કર્યા છે.

प्रथमेहनिचांडाली द्वितीये ब्रह्मघातिनी
तृतीयेरजकी प्रोक्ता चतुर्थे हनिशुद्धयति

રજોદર્શન થયાપછી પહેલે દીવસે સ્ત્રી ચાંડાળ જેવી ગણાયછે, બીજી દીવસે બ્રહ્મઘાતિની ગણાયછે, ત્રીજે દીવસે ધોબીજેવી ગણાયછે, અને ચોથે દીવસે શુદ્ધ થાયછે અર્થાત્ વૈદક શાસ્ત્રનાં નીયમ પ્રમાણે ચાર દીવસ સુધી રજ સ્રાવ થયા બાદ સ્રીનું રજ શુદ્ધ થઇ ગર્ભધારણ કરવામાં સહાયક બનેછે અને તે ચાર દીવસોને તજતાં ગર્ભાધાનનો યત્ન કરતા પ્રદરાદીવ્યાધી ગ્રસ્ત સ્ત્રી બને છે પરતુ ગર્ભધારણ નથી થતો એ માટે

ऋतुमतींभार्या चतुर्थादारम्य षोडशरात्रिपर्यंतंगच्छेत्

વ્યાસ સૂત્ર

ઋતુમતી સ્ત્રી પ્રત્યે ચોથા દીવસથી આરભી ને સોળરાત્રી પર્યંતજ જવુ અને ગર્ભાધાન કરવો જ્યારે ગર્ભાધાનનો સમય પ્રાપ્ત થાય ત્યારે કુદરતે સ્ત્રીને ઋતુ પ્રાપ્ત થાય છે જેમકે ઇશ્વરે વૃક્ષોને ફલિત થવાને માટે બબે માસની ઋતુ કલ્પેલ છે અને તે ઋતુને અનુસરીનેજ વૃક્ષોને પણ ફળો આવે છે તેમજ માનવ જાતીને માટે દરમાસે સ્ત્રીઓને આ યોજના કરીછે તેથી તે યોજનાને અનુસરીને ગર્ભાધાન માટે શ્રમ લેવો. કદાપી પ્રથમ ઋતુ સ્નાતાને માટે જે ગર્ભાધાન સંસ્કાર કરવાનું કહેલ છે તે સંસ્કાર કરવાને માટે શાસ્ત્રમાં નિષેધ કરેલ માસ પક્ષ કે વાર આવ્યો હોય તો ગર્ભાધાન ઋતુ શાંતી નામનો ખાસ પ્રયોગછે. તે પ્રયોગ કરી અસગલ સમય ની શાતી કરવી આ શાતિ પ્રયોગમાં હોમ કરવાનુ વિશેષ આવેછે તેથી એમ અનુમાન થાયછે કે જે નબળા દીવસો શાસ્ત્રમા કહેલા છે તેનું અમુક કારણ હોવુ જોઇએ કાઇક ફળ પ્રાપ્તી કરવાને સહાયક ન થાય તેવી હવા

તે તે દીવસે હોવી જોઇએ દરેક કાર્યમા હવા સહાયક હોય ત્યારેજ શ્રેષ્ઠતમ કાર્ય બને છે અને એ માટેજ ગર્ભાધાનનો સમય રાત્રી એ કલ્પેલછે અને દીવસે નિષેધ કરેલછે કાણ દીવસની હવા ઉગ્ર હોવાથી ગર્ભાધાનને સહાયક નથી બનતી અને ગત્રીની હવા થડી હોવાથી સહાયક બનેછે તેમજ જે દીવસો નિષેધ કહેલ છે તેમા પણ તેજ જાતનો દોષ હોનો જોઇએ જેથી હોમનુ લખેલ છે હોમ કરવાથી ધૃતાહુત અગ્નિ તિક્ષ્ણ હવાને નરમ પાડે છે અને સમ્યા સ્વરૂપમા લાવે છે આ ઉપરથી તેજ અનુમાન સિદ્ધ થાય છે

(અપૂર્ણ)

---

## प्रबोध चन्द्रोदय

(वार्ति)

(ગતાંક પૃષ્ટ ૧૪ થી ચાલુ)

હવે જ્યારે પ્રણામ કર્યા ત્યારે પ્રસન્ન થયેલા અહંકારે આપ્રમાણે કહ્યુ બેટા! ચિરજીવ! મે તને ઓળખ્યો નહી તેનુ કારણ એ કે તુ બહુ બાળક હતો તે વખતેજ દ્વાપર યુગમા માત્ર તને મે જોયલ પરતુ હવેતો તુ મોટો થયો તેમ મને વૃદ્ધા અવસ્થા આવતા આખે ઝાંખપ આવી છે જેથી બરાબર ઓળખી શકાતુ નથી બેટા! તારો બેટો અસત્ય કુશળ છે કે? તેમ તારા માતા પિતા તૃષ્ણા અને લોભ કુશળ છે કે? દંભે જવાબ આપ્યો હા ગુરુજી માતાપુત્ર કુશળ છે અને મહા મોહની આજ્ઞાથી તેને સાથેજ રાખુછુ તેમજ તેના વિના તો મને ઘડી ચાલે નહિ, હુ ગાલ ૧જ બનીજાઉ માટે તે મારા અસત્ય પુત્રને તો સાથેજ રાખુછુ તેમ મારા માતા પિતા વિના પણ હુ ક્ષણવાર જ્યાઇ રહી ન શકુ જેથી લોભ અને

તૃષ્ણા રૂપ મારા પિતા માતા પણ મારી ઈચ્છાથી અને મહા-
મોહની આજ્ઞાથી આહીં મારી પાસેજ છે અહકારે બીજો સવાલ
કર્યો કે ભાઈ દભ મારા મનમા એક અતિ ગભરાટ થતા હુ
આહી આવ્યો છુ તે એ કે મે સાભળ્યુ છે કે વિવેક મહારાજા,
મહામોહનો નાશ કરવા માટે તત્પર થયા છે. આવાત સાભળી
મને અતિ ગભરાટ થતા તેની ખાત્રી કરવા માટે આવ્યોછુ દભે
ખુલાસો કરતા જણાવ્યુ કે આપ પધાર્યા તે બહુ સારૂ થયુ
મે પણ એવી વાત સાભળી છે તેઓ ( મહામોહ ) મહારાજા
થોડા વખતમાં ઇન્દ્રભુવન છોડી આહી પધારવાના છે, અને
વારાણસી ( કાશી ) શહેરને પોતાનુ મુખ્યસ્થળ ગણી ત્યાજ
નિગમ કરીને શેહેરને રાજ્યધાની બનાવશે આમ મેં સાભળ્યુ
છે મહામોહેં પણ પોતાનુ નિવાસ સ્થળ રાખેલ છે તેમા
પ્રત્યક્ષ જણાઇ આવે છે કે તેઓ વિવેક સાથે કલહ કરનાર છે
કારણ એજ શહેરમા શકર નિવાસ સ્થાન હોવાથી અને વિદ્યા
વિશેષ હોવાથી વિવેકે પોતાની રાજ્યધાની બનાવી છે અને તે
વિવેકે પ્રબોધ ( જ્ઞાન ) રૂપચદ્રનો ઉદય પણ તે શહેરમા કરવા
ધારેલ છે તેમજ આપણા આખા કુળનો તે પ્રબોધ દ્વારા નાશ
કરવાને માટે તત્પર થયેલ છે તો તે મહાન શત્રુને વારાણસી
ની ગાદી ઉપરથી ઉઠાડી મુકી તેની ગાદી છીનાવી લેવાનો ખાસ
મહામોહનો ઇરાદો છે જેથી તેઓ તે વારાણસીમાં રાજ્યધાની
કરશે એમ આપને જણાવુ છુ, દભ પાસેથી ઉપરની વાત સાભળી
અહકાર અતિશય ગાભરો બન્યો હાય ! ! હવે શુ થશે ? અરે
આ મહાન કલેશનુ પરિણામ સારૂ નહિ આવે કારણ આ કાશી
સ્થળજ શિવ ભક્તમય છે ગમે તેવુ મુર્ખ મનુષ્ય હોય તે
પણ કાશી શહેરમા આવી જ્ઞાનવાન થાયછે અને તેને લીધે
વિવેકનો આજપર્યંત જયજ થતો આવેછે ત્યારે મહામોહ તેવા
દૃઢ બનેલા મહાન શત્રુને કયાથી જીતનાર હતા ? થયુ એતો
આપણો પરાજય સમજવો આવા ગભરાટવાળાં વચનોનાસગી

મહામોહને નમસ્કાર કર્યા. અને ઉભારહ્યા એટલે માહમોહે ઉભા રહી આનંદયુક્ત મુખ કરી કુશળપ્રશ્ન પૂછવાનો આરંભ કરતાં કહ્યું અહો વકીલ શ્રી અહંકારજી આપ આહીછો ? આપના દર્શનથી બહુ ખુશીથયોછુ અને હવે ચોક્કસ મનમાં ધારૂંછુ કે આ ભાઈ દંભની સહાયતાથી અને આપની સહાયતાથી હુ ફત્તેહ પામીશ. આ શહેરમાં આપની સહાયતાની મને મુખ્ય જરૂરછે. કારણ આ વારાણસી તિર્થસ્થળ છે માટે લોકોને લલચાવવા અને આસ્તિક બનાવ્યા વિના અન્ય રસ્તો નથી. જેમ કોઇને વશ કરવુ હોય ત્યારે પ્રથમ તેને અનુકુળ સાધનો આપી સતુષ્ટ કરવો જોઇએ હાથીને વશ કરવો હોય અર્થાત્ પકડવો હોય ત્યારે તેને લલચાવવા જેમ હાથી ન જાણી શકે તેમ તે અદર ફસાઈ જાય તેવો ઉડો ખાડો ગાળી ઉપર ઘાસ પાથરી પછી સામી કત્રીમ બનાવેલ હાથણી બનાવે છે, એટલે તે હાથણીમાં લલચાઇ વ્યાકુળ બની જેવો દોડે છે તેવો પેલા ખાડામા પડી જઇ ફસાઇ જાય છે અને આધીન બને છે તેમજ કોઇને આપણી માયામાં ફસાવવા માટે કત્રિમ વેશ કરવા માટે આ સ્થળે દંભની સહાયતાની અતિ જરૂર છે માટે હે પ્રિય ભાઈ દભ તુ મને મળ્યો એ બહુ સારૂ થયુ મારૂ આહી આવવુ થતાં પહેલાં બન્ને મળ્યા તે મને મોટાં સારાં શુકન થયા એમ હુ માનુછુ મને આ વખતે તમને જોઈ નવુ લોહી આવ્યું જેથી મને અતિશય ઉમંગ વધ્યો છે. અને મારા મનમાં ખત્રીપૂર્વક માનુંછુ કે હવે આપ સર્વ નુ શુભ થવાનુ છે અહકાર અને દભે પ્રસન્ન થઇ જવાબ આપ્યો આપને સહાષત જોઈ અમો બન્ને પણ અતિ પ્રસન્ન થઇએ છીએ આપ કહેશો તે પ્રમાણે આપનુ અમો કામ કરશુ. પરંતુ અધિષ્ઠાતા આપજછો. આ વખતનો મામલો એવો છે કે, તેમા ખરેખરૂ, લક્ષ રાખવાનુ કારણ છે દ્વૈતવાદીઓ એ ( શકરમતી ) ઠેક ઠેકાણે પોતાનો હેતુ જણાવી ગ્નાન દ્વારા વિવેકનો દિગ્વિજય

કના છે—મહામોહે કહ્યુ તેઓ ઝખ મારે છે તેઓને ચોથિગ
ફાડવા ઘો તેમનાથી કંઈ થનાર નથી જ્યા સુધી સુર્યનો ઉદય ન
થયો હોય ત્યા સુધી પ્રતગીયા સહેજ પ્રકાશ કરી પોતાની હ
હાજરી બતાવે છે પરંતુ સૂર્યોદય થતા જેમતે ક્યાંઇ ખુણે
ખોચરે છપાઈ જાય છે તેમ જ્યા સુધી સુર્યરૂપ હુ (મહામોહ
રાજા ) આહી હતો નહિ ત્યા સુધી તેઓનુ મંડન થયેલ છે
એમ આપે સમજી લેવુ પણ જેવો હુ આહીં પેસીશ કે તર્તજ
પતગીયા જેમ સુર્યના તેજથી અંજાઇ ક્યાંઇ ભરાઇ બેસે તેમ
તમામ દ્વૈતવાદી ને અદ્વૈતવાદી છાનામાના ભરાઈ બેસશે તમે સુ
ખાશેમા આમ કહી તે ચાર્વાકમતીની નિંદા કરતા મહામોહ બો
લના લાગ્યો કે અરેરે ખરે તે દેહ અને આત્માને જુદી જુદી રીતે માન
નાર જડબુદ્ધીવાનજ છે તેઓ એમ માને છે કે ઉત્તમ કર્મને લીધે
જીવ સ્વર્ગમા જઇ મહાન સુખ ભોગવે છે કેવી ગાડી ગાડી વાતો
કરે છે જાણે કે આકાશમા પુષ્પ ઊગ્યુ આવી તો વાતો તે
લોકોની પરંતુ આમ કહેનાર કોઇ સ્વર્ગના સુખનો પૂરાવો તો
આપતુ નથી અર્થાત્ કોઈ ખાત્રી કરી આવી એમ તો નથી કહેતુ
કે એ સત્ય છે ! જ્યારે ખાત્રી નથી થતી ત્યારે આકાશ કુસુમ
માફક બધા ગપજ સમજવા સિવાય બીજુ કશુ નથી આસ્તીક
લોકો પુરાણના દાખલા દઇ ગપમારી ખરૂ જોતાતો લોકોને ઠગે
છે જે શરીરને આત્મા જૂદો કરીને બિચારા નાસ્તિક મતવાદી
ઓની નીંદા કરે છે જો આત્મા જુદો હોય તો એક દેહના કોઈ પણ
અંગ કાપીને તેમાથી દેહ તથા તેથી જુદા આત્માને કોઇ પદાર્થ
રૂપે પ્રત્યક્ષ દેખાડે તે તો નહિ દેખાડી શકે ત્યારે જે પ્રત્યક્ષ
પ્રમાણ નજરે દેખાય છે તેને ખોટુ કહેવુ, અને નથી દેખાતુ
તેને સાચુ કહેવુ એ ક્યાનો ન્યાય ? બીજુ એક દેહ મનુષ્યનુ
મુખ, નાક, આખ, કાન એકજ જાતના છે કોઇમા ભેદ નથી છતા
તે કુદરતી સૃષ્ટીના બ્રાહ્મણ વાણીઆ વગેરે ભે શામાટે
પાડ્યા છે ! અમુક સ્ત્રી ધન પાત્ર અને અમુક માટે એવા
ખી વસ્તુના જે ભે પાડ્યા તેનુ નામજ સુખાઇ, અને મહત્વ

હીનપણુ હુ તો માનુ છુ કે એવા ભેદ પાડનાર શાસ્ત્રકાર કાંતો ષઢ, કાયર, કે બીકણ હશે તેથી પારકી સ્ત્રીને, ધનને ન હરવાના કાયદા કરેલ હશે પરતુ વીર પ્રરાક્રમી તેમ ન લખે કારણ કોઇ નુ ધન લઇ લેવુ તેમા ચાલાકી જોઇએ છીએ, તેમ સ્ત્રી હરવી તેમા પુરૂષાતન જોઇએ છીએ આવા બધા મુર્ખ પ્રણિત શાસ્ત્રોને તિરસ્કાર કરવા તરફ જ્યારે હુ ઊતરૂ છુ ત્યારે તે તમામ પર-તિરસ્કાર છૂટે છે અને પ્રત્યક્ષ પ્રમાણ સ્વીકારનાર નાસ્તિક વાદી-ઓના મત સ્વિકારવાને મને બહુ આનદ સાથે ઇચ્છા થાય છે. ખરૂ જોતા તો તે નાસ્તીક શાસ્ત્રજ સત્ય છે કારણ તેઓ કેવળ પ્રત્યક્ષ પ્રમાણજ ગ્રહણ કરે છે. તેઓ પૃથ્વી તેજ જળ અને વાયુ એ ચારને તત્વ ગણે છે જે પ્રત્યક્ષ દેખાય છે અને અર્થ અને કામ ને પુરૂષાર્થ ગણે છે

यावज्जीव सुखंजीव दृणं कृत्वाघृत पिबेत्

भस्मीभूतस्य देहस्य पुनरागमन कुत.

જ્યાં સુધી જીવવુ ત્યાં સુધી સુખેથી જીવવુ કરજ કરીને પણ ઘી પીવુ અર્થાત મોજ માણવી કારણ દેહ ભસ્મ થયા પછી (મરી ગયા પછી) ફરી પાછુ આવવાનુ છેજ નહિ આ તેનો સિ-દ્ધાત સત્ય છે. પૃથ્વી આદી ચાર તત્વો શરીર રૂપે થઇ જીવ ઉત્પન્ન કરે છે જેથી તે તત્વરૂપ શરીરને જીવ એકજ છે પરલોકતો છેજ નહિ મૃત્યુ એજ મોક્ષ છે કે જે પ્રત્યક્ષ પ્રમાણછે. આ તેમનુ નાસ્તિક મતવાળા વાક્યોજ સત્ય છે આ અનુભવ સિદ્ધ વા ક્યો યુક્ત નવુ શાસ્ત્ર બનાવી બ્રહસ્પતિએ ચાર્વાકને આપ્યુ ને ચાર્વાકે પોતાના શિષ્યે પ્રશિષ્ય દ્વારા આખા જગતમા તે શાસ્ત્ર પ્રસિદ્ધ કરી મારા મનને ગમતુ કામ કર્યુ છે જેથી હવે થોડા વખતમા આપણે દિગ્વિજય થશે અને વિવેકનો પરાજય થશે એ તમારે ચોક્કસ માનવુ

(અપૂર્ણ)

મારા ચ ડાળની પાછળ શુ કામ આવે છે, તારી માની પૂંછ્જ જા (એમ કહી વીકળતા પામે છે)

**શૈબ્યા**—આર્ય પુત્ર ! શું મારા અભાગણીના શોકમાં મહર્ષિ નુ કાર્ય ઢીલમા નાખોછો ? (બાળક લઇ ચાલી જાય છે)

**કૌશિક**—આહા ! શુ હજી મ્હારી દક્ષિણાનું દ્રવ્ય એકઠુ કર્યું નથી ?

**राजा**—(સાંભળી ગભરો બની.) ભગવાન્ ! તેનુ

**કૌશિક**—શુઅડધામા વળી ગયુ ? જો તારી કબુલ પ્રમાણે આપવુ હોય તો પુરેપુરૂ આપ

કીધાં વૃત તપો તથા બહુજ શાસ્ત્ર જોયાં વળી.
તથાપિ ધિક છે કરી અવદશા હરિશ્ચદ્રની ૨૮

**કૌશિક**—(સાંભળીને ક્રોધથી) આહ ! વળી કોણ શબ્દે કરીને મારી નીંદા કરે છે (આકાશ તરફ જોઇ) અરે ! શુ આ વીમાનમાં બેઠેલા વિશ્વ દેવો છે ? ક્રોધ બતાવી, કમ ડલુમાથી શ્રાપ આપવાનુ જળ હાથમા લઇ ધીક્કાર છે આત્માન નહિ ઓ ળખનારાઆને ! અરેરે ક્ષત્રીનો પક્ષપાત કરનારા નિર્માલ્ય જન્તુઓ !

ક્ષત્રી કુળમાં જન્મને આ તમો સઉપાય.
તો પણ તમને મારશે, બ્રહ્મણ દાસ કુમાર. ૨૯

પાછું ઉચે જોઇ સહર્ષ અરે ! આ કેવા !

(પાછું ઉચે જોઇ સહર્ષ) અરે ! આ કેવા ?

## કટાવ.

બ્હા બ્હા મઝાશું ? બ્હા બ્હા મઝાશી ? દ્રષ્ટિ મારી પડતાં ભયથી કંપી ઇઠી, વીમાન ઘટા, તેના નાદે, બ્યોમ પુર્યુઆ, ત્યા ઊભેલા, વિમાન માંથી, પડતા ઊચે, ઊંધે માથે. મુકુટ ખસીઆ, કુ ડળચમકયા દવજેજે વળગ્યા, બ્હા બ્હા મઝાશી ? મઝાશુ ? ૩૦





જ્યોતુહિન્નીઆલે હું તેનીપાસે જાઉં (પરિક્રમણ કરી. પ્રકાશ), અરે સારમેય¹! તું પઇહાની પેટી લાવ્યો સે કે?

**અનુચર**—મેહેતર, તા'રે હુ હુનાનો મે'લ સણાવવોસ કે દારૂ બારૂ પાવોસે?

**धर्म**—અરે? તારે પુસવાનું હું કારણરે? (એમ કહી આમ તેમ ફેરા ફરે છે).

**राजा**—(રહ્યા હેતુકો -- ઇત્યાદી બોલે છે. દ્રવ્ય તમારૂ તેહ છે-ઇત્યાદિ બોલતો સર્વે ઠેકાણે જોઇ સખેદ) હું એહવો અભાગીઓ કે મને કોઇ લેવા તૈયાર થતુ નથી હા દુર્ભાગી! (મુર્છા ખાઇ પડી જાય છે).

**धर्म**—(સાંભળી તથા જોઇ). (સ્વગત). શું આ મહા પરાક્રમીને મુર્છા આવી ગઈ? ભલે, આપણે શુ કરીએ. (સસ ભ્રમ પાસે જઈ, પ્રકાશ) અરે! ઉઠ! હુ ત'ને લેઉં. લે તે કહેલું એટલું હુતુ.-

**राजा**— (ઉઠી, સહર્ષ) અરે સાધુ! લાવો. (જોઇ વિષાદથી) ભાઇ! તમો મહને લેશો!

**धर्म**—આહા હુંજ તને લેવાનો.

**राजा**—તમો કોણ છો.

**धर्म**— દોહરા.

હરવે આ હમહાનનો ઉપરી હું સુ એક
વીસવાસ મા'રો એકજે હુઉ સુખીમાં છેક.
સંડાળોની જાતમાં ત્રે'તર હું કે'વાઉં
પ્રાંહીને રે લાકડે ઝટપટ હું લટકાઉં  ૩૩

---

¹ સારમેય-એ નોકર નુ નામ છે.

(અપૂર્ણ)

# आर्यधर्मप्रकाश

पुस्तक ३७ मु ] कार्तिक संवत १९८० [ अंक १ लो

## ॥ यतो धर्मस्ततोजय ॥

### "शंकर भजन

"ताल भजननो'

जगमां जनमीने नरर स्नेहे न गाया
अफळ करीते तारी—कायारे————जगमां
वाघंबर पीतांबर सुंदर अंग विभुत छाया
वामांगे गौरिजा बीराजे राखीग गणपतराया—जगमां
जटाजुट गंगाजी राजे चंद्र ललाट सोहाया
भोगी जोगी अद्भुत रूपे वेद पुराणे गवाया—जगमां
सुत पुत्र वस्मो नाग्यो शुभ लागी मोहक माया
नारी प्यारी मारीठगी जीव शीव नही समजाया—जगमां
हजु अवसरछे चेत घणा ताहरे जेवा पस्ताया
कहेशुर्म हना मारग भोळाथी वगेर मेहोत ते मराया—जगमां

दंशे मदथी मस्त थई नव आणी शीवनीमाया
रगदोळाया शीवने हाथे अजने स्वरुपे सरजाया—जगमां
शीवना बळथी त्रीपुरासुरजेवा कही असुर हणाया
पछडाया पाछा नवऊठ्या प्रगट कदी नहीं जणाया—जगमां
स्मरण करीले शंकरनुं कां तारा होठ सीवाया
दयाशंकर शंकर भूल्योजो दीन तारा धूळमारोळाया—जगमां

## आर्य धर्म प्रकाश.

વિક્રમાર્ક સંવત્સરના આ નૂતન વર્ષારંભે આર્ય ધર્મ નીતિ રીતિ અને વ્યહવારાદિ કર્તવ્ય દર્શક આ આર્યધર્મપ્રકાશ બત્રી, શમાં વર્ષમાં પ્રવેશ કરે છે, અને જેના પ્રાસાદથી તેને સુવાવસ્થા પ્રાપ્ત થઈ તે વેદ ધર્મ સભા તેનાં ઉત્પાદક, મંત્રીઓ વ્યવસ્થાપકો અને ગ્રાહકોના અનુગ્રહ માટે ઉપકાર દર્શક છે.

અવશ્ય એટલુ તો નિર્વિવાદ છે કે ભિન્ન ભિન્ન વ્યક્તિઓની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓ અને અભિરૂચી અનુસાર કોઈ પણ કાર્ય સર્વાંશે સર્વને સંતોષપ્રદ થવું અતિ કઠિણ છ, છતાં પણ ઉત્તમ ઔષધની પેઠે સર્વને સમાન રીતે પરિણામે ગુણ કરનાર આ આર્યધર્મપ્રકાશ વિજયિ થવાને ભાગ્યશાળી થયુ છે; તેમ સૌ સુધિવાન મનુષ્યો સ્વીકારશે.

ગત વર્ષાદ વિષયોનું દિગ્દર્શન કરતાં પ્રબોધ ચંદ્રોદય, અપરોક્ષાનુભુતિ, જ્ઞાન ગુટિકા, યોગક્રિયાક્રમ, ચંડકૌશિક-વ્યાખ્યાન માળા, દ્વિજ. સંસ્કાર, મનુષ્યત્વ, સતિકલ્પલતા, સમયપ્રાબલ્ય, આદિ ઉત્તમ વિષયો થોડા પૂર્ણ થયા છે અને

શેષ આ વર્ષમાં પૂર્ણ કરી વિદ્વાન ગ્રાહકોથી લખાયેલા ઉત્તમ બોધ પ્રદ નવા વિષયો દાખલ કરવામા આવશે

ગયા વર્ષમા મુબઇના પ્રખ્યાત મોનીસીટર રા૰ રા૰ ભાઇશકર નાનાભાઇ જેપી ને વેદધર્મસભાના સર્વાનુમતે પ્રમુખ તરીકે નીમવામા આવ્યા છે, જેથી સભાનુ કામ પણું ઉત્સાહથી શાંત પણે ચાલ્યુ જાય છે તેમ ચાલ્યુ જશે અને સભા તરફથી ધર્મ સબધી નવા ગ્રથોનુ ભાષાતરક રાવી પ્રગટ કરવામા આવશે તેમજ સભાના ઉપપ્રમુખ તરી કે રા૰ રા૰ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી એ એમ આર એ એમ ને નીમવામા આવ્યા છે જેઓ હાલમા લડનમા બાર્‌ન્સ્ટર ની પરિક્ષામા ફત્તેહમદ થઇ થોડો વખત ત્યાની પ્રેકટીસ જોવા રોકાયા છે તેમજ એડિનબરોની રીસર્ચ યુનિવર્સિટી જુના મ સ્કૃત હસ્ત લેખોની શોધ ખોળ કરનારી પાઠશાળાના મેમ્બર તરીકે ચુટી કાઢયા છે તેઓ હવે થોડા માસમા મુબઇ પધારશે, ત્યારે તેમની કિમતી મદદ અને સલાહ આ સભાનો દરેક કાર્યને અને આ માસીકને બહુ આધાર રૂપ થશે

આમારા સુજ્ઞ ગ્રાહકો અને અન્ય વિદ્વાનો ને નમ્રતા પર્વક જણાવવાની રજા લઇએ છીએ કે વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે સશોધન કરી વેદધર્મસભા તરફથી બહાર પડેલો શ્રી આ યુર્વેદ વૈદ્યકનો અપૂર્વ ગ્રથ "સુશ્રુત" ગુજરાતિ ભાષાતર સાથે પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તેમજ બીજા કેટલાક ધર્મ સબધી તથા વૈદ્યકના ગ્રથોનુ હાલ સશોધન ચાલે છે તે તૈયાર થયે પ્રસિદ્ધ કરવામા આવશે

ગયા વર્ષમા આ માસિકમા વિષયો લખી મોકલનારા ગૃ હસ્થો રા૰ રા૰ દુલ્લભજી ધરમશી વેદ, રા૰ રા૰ લાલશકર હરપ્રસાદ, શાસ્ત્રી દામોદર ગાનજી, ગ૰ રા૰ દયાશકર વસનજી,

રા૦ "ઝવેરી" મોરબી, રા૦ રા૦ મણીશંકર રતનજી, ભટ્ટ વી એ નો સભા તરફથી ઘણો ઉપકાર માનવામા આવે છે તેવીજ રીતે આ વર્ષ પણ વિદ્વાન ગૃહસ્થો ને સાક્ષરો આ માસિકને યોગ્ય વિષયો લખી મોકલવા કૃપા કરી ચાલુ રાખશે એમ વિનતિ છે

છેવટે આ નવું વર્ષ સર્વને સુખદાયી અને આનંદમય થાઓ એમ શ્રી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

---

## आशा.

( ગતવર્ષાંક ૧૧ પૃષ્ટ ૧૧ થી ચાલુ )

આ વિષે એક લાંબો વિચાર કરી એ તો એક પારમાર્થીક ધર્મની તમામ પ્રાણીઓમા સ્વાભાવીક પ્રેરણા મૂકેલ છે. ઉદાહરણ તરીકે એક પારેવુ, ચકલી કે કોઈ પણ પક્ષી જ્યા ત્યાં પૂરી દાણાઓ ચણી મોઢામા રાખી તે ચણ પોતાના બચ્ચાંને ખવડાવે છે આમ બચ્ચાંને ખવડાવ્યાથી પોતાનો સ્વાર્થ તજે છે. બીજી વખત બચ્ચુ ધરાયા પછી પોતાને ચણ લેવા જતાં કદાપી ચણ નહિ મળે તો ભૂખ્યુ રહેશે પરતુ બચ્ચાંને ભૂખ્યુ નહિં રાખે. આમાં બચ્ચાંને ઉછેરીને મોટા કરવાની જે પોતાની ઇચ્છા છે તે ઇચ્છા કરનારને કશો લાભ નથી કારણ મનુષ્યોમાં તો કદાચ એમ જાણીએ કે તેનાં બાળકને ઉછેરવામા બાળક મોટુ થયા પછી વૃદ્ધાવસ્થામાં તેની સેવા કરવા રૂપ એક સ્વાર્થમય આશા રહી પરંતુ તેમાંહેલો અન્ય પ્રાણીઓમાં કશો સ્વાર્થ હોતો નથી. કુતરાઓ તો ઉછરી મોટાં થયાં પછી ઉલટા તેની પાળક માનો દ્વેષ કરે છે અને ખાવાનુ આંચકી વૃદ્ધ થયેલી અશક્ત પોતાની માને દગા લાવી ખાવા પણ આપતુ નથી છતા તે બચ્ચું મોટુ થયા પછી પરીણામે દ્વેષ રૂપ થનારૂ હોય તેજ બચ્ચુ જો કોઇએ મારી

નાખ્યુ હોય તો તેને માટે અતિશય કલ્પાંત તેની માતા કરશે, એમક દીવસ ખાશે પણ નહી અને આકુળ વ્યાકુળ થઈ આમ તેમ દોડયા કરશે ગાય કે ભેંશનુ બચ્ચુ મરી ગયુ હશે તો તે ખડ કે ખાણ ખાધા વિના કેટલીક વખત રહેશે અને દૂધ દોવા નહિ આપે આવી જે પ્રાણીઓમા લાગણી હોય છે તે કશી જાતના સ્વાર્થ પરત્વે હોતી નથી પરતુ તે લાગણી કેવળ પરમાર્થિક વૃત્તી વાળી સમજવી મનુષ્યમા માતાપિતાની પોતાના પુત્ર કે પુત્રી તરફ લાગણી હોય છે તે પણ તદન સ્વાર્થમય હોય એ માનવુ ભૂલ ભરેલ છે કારણ પુત્રીને માટે તો કશા સ્વાર્થ હોતો નથી કારણ પગચુ ધન તે ગણાય છે અને પુત્રને માટે જો કે આશાઓ બધાય છે, વશ વૃદ્ધીના હેતુ તેમા મૂકી શકાય છે, પરતુ તેની બાલ્યાવસ્થામા જે કાઈ સેવા કરાય છે તે સેનામા ફરજ તરીકે નિસ્વાર્થ પણ ગણાય છે, કારણ કે તે પુત્ર પોતાની વૃદ્ધાવસ્થામા સેવા કરનાર થશે કે નહિ થાય તેને માટે શક હોય છે કોઇ પુત્ર સ્ત્રી આધીન થઇ અથવા અન્ય અવળે રસ્તે ગેરવાઈ જઇ માતાપિતાનો તિરસ્કાર કરે છે તો તે બાળક હોય ત્યારે માતાપિતાના મનમા તેમ નથી હોતુ કે તે સેવા કરનાર નીવડે તોજ સેવા આપણે કરીએ અથવા બાલ્યાવસ્થામા પણ કહ્યુ ન માને તિરસ્કાર કરે તો પણ તેને લાયક છે માટે હવે તેની સેવા ન કરીએ, તેને ઘરમાથી કાઢી મૂકીએ એમ મનમા નથી થતુ, પરતુ તે બાળક સેવા કરો યા ન કરો પરતુ આપણે આપણી ફરજ બજાવીએ, આમ પારમાર્થિક વૃત્તી ધારણ કરીનેજ માતાપિતા તેની સેવા કરે તેમા પારમાર્થિક પણુ સમાયલુ છે માટે તેમા પણ નિસ્વાર્થ આવી જે પારમાર્થિક મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓ છે તેમા આશાઓનો અશ હોતો નથી અને કદાપી પુત્રના વિશયમા જે કાઇ સહજ આશા હોય છે તો તે આગા ધર્મમય ગણવાની છે

મનુષ્યમા કેટલાક એવા હોય છે કે પાપીષ્ટ કર્તવ્યને ધર્મ સાધન માને છે વામમાર્ગી કેટલાક યજ્ઞ વિગેરેમાં હિંસા કરવાને ધર્મ માને છે આ ધર્મ માનનાર અને તેને માટે જે નીચ કર્તવ્ય કરી આશાઓ બાંધે છે કે અમે અમુક પશુનુ બળી દાન આપતાં અમુક દેવ પ્રસન્ન થશે એ પાપી આશા લાભ કર્તા થઇ નથી પડતી પણ હાનીકારક થઈ પડે છે તો એવી આશા ને ધર્મની ગણતીમાં લેવાની નથી પરંતુ ઉપરની જે આશાઓ નિસ્વાર્થમય અથવા સત્વગુણમય આશાઓ હોય તે ધર્મ મય ગણાય છે,

સત્વગુણમય આશાઓને પણ નિસ્વાર્થની પંક્તીમાં મૂકવી હોય તો મુકી શકાય કારણ તે આશા એવાજ રૂપમાં હોય છે ઉદાહરણ તરીકે પરમ પુરણ પુરૂષોત્તમ શ્રી વિષ્ણુ અથવા તેવાજ ઉપાસ્ય ત્રિલોકેશ શંકરનુ સત્વમય વૃત્તીથી આરાધન કરનારની આશા માત્ર એવીજ જાતની હોય છે કે હું પરમેશ્વરની ઉપાસનામા સ્ખલિત થાઉ તો મને આ ધિવ્યાધી કે ઉપાધી બાધ કરશે તો ભજનમા વિઘ્ન નડશે સ્ત્રી પુત્રાદિનું પોષણ કરવામા જેટલી વિટંબણાઓ વધારે ખમવી પડશે એટલુ ભજનમાં વિઘ્ન આવશે માટે એ સબંધે કશી વિટંબણાઓ ન નડતાં જે ઇશ્વરના ભજનમાં એક ચિત્ત રહેવાને માટે સુખ સંપત્તિ રહે તો સારૂ આમ તે સુખની આશા કરે છે. આ આશા સ્વાર્થમય છતાં પરમેશ્વર નિમિત્તે હરતાં તે પારમાર્થિક થઇ ગઈ કારણ તે સત્વગુણી ભક્તી કરનારે માગણી શુ કરી કે પ્રભુના ભજનમાં વિઘ્ન ન આવે માટે તેવું સુખ આપો. આ જે વાકયો છે તે સ્વાર્થને લોપ કરનારા થઈ પડે છે માટે તે સત્વગુણી ભક્તીમય આશા પણ પારમાર્થિક હોવાથી ઉત્તમ ધર્મમય ગણવામાં ઓછુ નથી.

અર્થ મર્ય આશા—અર્થ સાધવાની આકાક્ષા નવ પ્રાણી ઓમા સહજ હોય છે, વિદ્વાન હો કે મુર્ખ હો ગ્રામીણ ભીલ કે નીચ જાતીનો હો અથવા ઉત્તમ જાતીનો હો, તમામને અર્થ મેળવવાની ઇચ્છાતો સરખી હોય છે પરંતુ કેટલાક અર્થ પેદા કરવામા કેવળ સ્વાર્થનો જ ઉદ્દેશ રાખે છે અને કેટલાક અર્થ પેદા કરવામા પારમાર્થિક ઉદ્દેશ રાખે છે તે એવી રીતે કે—સ્વાર્થ મય ઉદ્દેશવાન તો એમ માને છે કે આપણે ધન એકઠુ જો કરીએ કીએ તે વૃદ્ધાવસ્થામા ઉપયોગમા આવે જ્યારે આપણુ શરીર ન ચાલે ત્યારે નીકરો હો કે ન હો હોયને કુપાત્ર થયેલ હોય ને ખાવાનુ ન આપે તો આપણુ પોતાનુ હોય તો કામ આવે આવો ઉદ્દેશ ધરાવે અથવા પોતાના દીકરાને માટે પણ કેટલાક એકઠુ કરે છે અથવા પોતાને મોજશોખ એશઆરામ કરવા કે સ્ત્રી ને ખુશ કરવા માટે પણ એકઠુ કરવા ધારે છે પરંતુ જે પારમાર્થિક વૃત્તિ રાખે છે તે આવા ઉદ્દેશથી ધન એકઠુ કરે છે કે, જો આપણે ધન એકઠુ કર્યું હોય તો કોઇ અનાથ કુડમા આપણે બે પૈસા આપવાને ભાગ્યશાળી થઇએ કોઇ અતિથી અભ્યાગત વિગેરેની સેવા કરવા ભાગ્યશાળી થઇએ જાહેર પારમાર્થિક વાવ કુવા વગેરે ખોદાવી પર ઉપકાર કરવામા ભાગ લઈ શકીએ આવાઆવા પરદુખ નિવારણાર્થે આપણે ધન સંચય કરવાને શ્રમ લઇએ તો ઠીક આમ મનમા ચિતવે છે

જો કે દરેક મનુષ્યોની અર્થ સાધવામા આશા પ્રબળ હોય છે પરતુ ઉપર જણાવેલ પેહેલુ અર્થાશા દોષિત ગણાય છે અને પાછળની આશા ધર્મ મૂળક હોવાથી નિર્દોષ ગણાય છે માટે તેવી નિર્દોષ ધર્મ મૂળક અર્થાશા હમેશ ઉચ્ચ ગણી સર્વેએ સ્વિકારવી

સમુદ્ર જળ રૂપ ધન એકઠુ કરનાર વાદળા પરમાર્થ પરા ણુ બને છે તેમ પરમાર્થ પરાયણ બનવુ

જેમ અર્થાશા નિર્દોશ અને સદોષ આમ બે પ્રકારની છે તેમજ અર્થની પોતાની પણ સદોષ અને નિર્દોષ આમ બે જાત હોય છે

નિર્દોષ અર્થ—હુ અમુક વિદ્યા મારી સપાદન કરી અમુક માણસ ઉન્નત પદવીએ પહોચેલ છે તેનાથી અધિક થાઉ અને અધિક દ્રવ્ય મેળવવાની ખત કરૂ, મારી કીર્તિ વધે અને દ્રવ્ય મળે તેવી જાતનો કોઇ મહાન ઉદ્યોગ કરૂં કોઈ નવી કળા શીખુ કે આખુ જગત્ મારે આધિન થાય અને તે દ્વારા મને પુષ્કળ ધન પણ મળે અમુક શેઠની કે રાજાની એવી નોકરી કરીને ખુશ કરૂ કે મને દ્રવ્યથી પૂર્ણ તેઓ કરે જેથી મારી જીદગી સફળ થાય આવી આવી જે દ્રવ્ય એકઠુ કરવાની વૃત્તી તે નિર્દોષ ગણાય પરતુ

(અપૂર્ણ.)

## जीवने ठपको

(હિદુપણુ જાય હાલ્યુ એરાહ)

જીવ જીવ મોહ માયામાં શાને ઘુંટાયો,<br>
કેમ ઉઘાડી આંખે લુટાયોરે જીવ જીવ.<br>
જ્યારે તારી જનુનીએ જાયો તુને વાયરો જગતનો વાયો,<br>
માનવ દેહતણુ રત્ન કમાયોરે જીવ જીવ.<br>
થઈ મોટો વિદ્વાન કેવાયો ઘણા સેવકો થકી તુ સેવાયો,<br>
પછે માનમા ને માનમા લેવાયોરે જીવ જીવ.<br>
તુતો કામની કટાક્ષે ઘવાયો ધન કાજે ઘણો રઘવાયો,<br>
નહી ધૂતતા જગતને ધરાયોરે જીવ જીવ.

નાખ્યો મોટી મહેલાતનો પાયો ખુબઠાઠે રંગ મહેલ તો ચણાયો,
આતો મહેલ માહરો કહી મનકાયોરે જીવ જીવ
મોટી હીંડોળા ખાટે ઝુલાયો ધર્મ કર્મ સત્ય માર્ગમા ભુલાયો,
ફર્યો હું પદમા વળીને ફૂલાયોરે જીવ જીવ
માન સરોવરે હંસ તું ભરાયો નહી ચારો મોતીનો ચગાયો,
જાણી જોઈ કમોતે મરાયોરે જીવ જીવ
વેદ પાઠ નહી મુખથી ભણાયો ટાળ દળથી ગુરૂ પદે ગણાયો,
બ્રમ્હ તરૂણીના તાનમા તણાયોરે જીવ જીવ
કામ ક્રોધ લોભ દ્વેષથી છવાયો હરી શબ્દ નહીં મુખ થકી ગવાયો,
મારૂ મારૂ કરી રહયો મવાયોરે જીવ જીવ
લીધો સત સાધુનો ન લ્હાયો જોતા કામનીના રૂપ નહી ધાયો
જુથ જોતા શ્યામા પુઠ ધાયોરે જીવ જીવ
દયાશંકરના દેવથી છીપાયો જમ દૂતતણા હાથમા ઝીકાયો,
લાખ્ય કર્યા છે તારા ભારણ ભીપાયોરે જીવ

---

## प्रबोध चंद्रोदय

મહામોહનુ બોલવુ સાંભળી તે ભ્રાહ્મણ પોતા॥ મતને મળતુ સાંભળી પ્રસન્ન થયો તેહિ સમત- ઉપર વાળો ટોપો પહેરનાર લાલ નેત્ર ધરનાર શરીરે પુષ્ટ અનેવા અગ્રયર વાલ વસ્ત્ર પહેરનાર અને પગમા ખાસડો પહેરનાર અને રેશમી કોરનુ ધોતીયુ પહેરનાર, પોતાના ભાવના શાસ્ત્ર ધારણકરી તેનુ પોતાના શીષ્યોને અધ્યયન કરાવનાર ચાર્વાકના મનો પુરૂષ તે મહામોહ આગળ અને નમી જરા દૂર ઉભેલો

આનદ મય મૂખ કરી પોતાના શિષ્યોને આ પ્રમાણે કહેવા લાગ્યો..

હે શિષ્યો આ જે ત્રણ જણ ઉભા છે તે પૈકી મહામોહ જે કાંઇ કહે છે તેજ ખરૂ છે લોકો વેદને માનવાને જે આકાક્ષા બતાવે છે તે પણ કેવળ મૂર્ખાઇ ભરેલુ છે કારણ વેદનો બકવાદ તો વૃથા છે તે કશો ફલિત નથી લોકોને વેદમાં યજ્ઞ કરવાનુ કહ્યુ છે આમ કહી વેદના વૃથા ઉચ્ચાર કરી યજ્ઞ કરાવી તે દ્વારા બ્રાહ્મણ લોકોનો ઠગવાનો એક જાતનો એ પણ ધધો છે એમ સમજવાનુ છે બાકી કશુ નથી. જો યજ્ઞમાં પશુ હોમવાથી યજમાનની સ્વર્ગમા પ્રાપ્તી થતી હોય તો દાવાગ્નીમા ઘણા ઝાડવાઓ બળી જાય છે તો તે બધાની સ્વર્ગમા પ્રાપ્તી થવી જોઇએ. યજ્ઞમા પશુને હોમવાથી પશુની સ્વર્ગમા પ્રાપ્તી થતી હોય તો યજ્ઞ કરનાર પોતાના બાપ ને કા નથી હોમતો ! અને સ્વર્ગમા શામાટે નથી મોકલતો ! તેમ મુવા પછી તે મરનારનુ શ્રાદ્ધ કરતાં તે શ્રાદ્ધ તેમને પોહચતુ હોય તો દીવો બુઝાયા પછી દીવેલ પણ એની મેળે બળવુ જોઇએ અથવા બ્રાહ્મણ જમવાથી કરનારની તૃપ્તી થતી હોય તો એક પરદેશ ગયો હોય તેને બદલે બીજાને ભોજન કરાવતા તેથી પરદેશ ગયેલાને પણ તૃપ્તી થતી હશે ? હે પ્રિય શિષ્ય એ બધા બ્રાહ્મણોના પેટ ભરવાના અને લોકોને ભમાવવાના ટાઇલા બાકી કશુ નથી સસારમા રહીને સાચુ તો મહામોહે કહ્યુ તેમ સુખી રહેવું ગમ્મત કરવી સ્ત્રીસાથે ક્રીડાઓ પણ આનદ મગ્ન થૈ કરવી અને સારૂ સારૂ મઝ્ઝ સુજબ ખાવુ પીવુ પણ ખરૂ આ વચન સાભળી તે ચાર્વાકના શિષ્યના મનમા સવાલ ઉઠ્યો તેથી તે સવાલનુ સમાધાન કરવા બોલ્યો કે હે ચાર્વાક ગુરૂ જ્યારે ખાવુ પીવું સ્ત્રી સાથે ભોગ વિલાસ વગેરે આનદ કરવા સારૂ જણાવોછો અને એનેજ પુરૂષાર્થ રૂપ ગણો છો ત્યારે મનુષ્યો સસારના સર્વ સુખનો ત્યાગ કરી તિર્થ યાત્રા શામાટે કરતા

હશે? ખાવુ પીવુ છોડી કૃચ્છ ચાંદ્રાયણાદિ વ્રત શામાટે કરતા હશે? અને વધ્ધા દેહને શામાટે દુખી કરતા હશે તિર્થનેમાટે આવુ સગ્ગ માહાત્મ્ય શામાટે લખ્યુ હશે ગગાજીને પવિત્ર ગણીને તેને વોડો માન આપે એ અને પ્રાચીન શાસ્ત્રકારો બીજી નદી ને શામાટે માન નથી આપતા! હુ તો માનુ છુ કે પ્રાચીન શાસ્ત્રકારો છેક મૂર્ખ નહી હોય કાઈ તેનો ઉદ્દેશ હશે તેનુ પ્રત્યક્ષ પ્રમાણ તો મે જોયેલ છે તે એ કે હે ગુરુ અન્ય નદીનુ જળ લઈ એક વાસણમા રાખી મૂકતા તેમા લાખો દીવન જતુ પડે એ પણ ગગાજીનુ જળ ગમે તેટલો લાખો વખત રાખી મૂકયા છતા જતુ પડતા નથી માટે તેમા કાઇક દૈવી તત્વ ( તિર્થઅશ ) હોવુ જોઇએ પછી ગમેતે હો ચાર્વાક ગુરૂએ શકાનુ સમાધાન કરતા આ પ્રમાણે કહ્યુ હે શિષ્ય તને કાઇએ ભરમાવેલ હોય એમ લાગેછે નહિ તો આવા ગાડા ગાડા સવાલ જ તારા મનમા ન થાય ગગાજળમા જે જતુઓ નથી પડતા તે હિમાલયના ગુણોછે હિમાલયના હિમનુ તે પાણી હોવાથી તેમા જતુ પ્રગટ થવા પામતા નથી તો તેમા કેઈ જાતનુ તિર્થ પણુ કે દેવી સપત્તી છે એમ માનવુ ભૂલ ભરે લછે દેવ હોય તો સપત્તી આપે ના! પણ દેવ છેજ કયા? કચ્છ ચાંદ્રાયણ વૃત કરનારના તપ કરીને કરમાયેલા કેવા મુખ થૈજા યછે તે તુ જોતો હોઈશ અને સ્ત્રીના મુખ અને અગ અવયવો ઉપર સ્પર્શ કરનાર મનુષ્યનુ મુખ કેવુ પ્રફુલિત બનેછે? તે પણુ જોતો હોઇશ તો પ્રત્યક્ષ પ્રફુલ્લિત જેથી થવાય તેવી વસ્તુને તજી દઇને જેના સુખનો કશો ભરોસો નથી અને દુખ રૂપ મૂળમા દેખાય એવા વૃતો કરનાર મૂર્ખનો સરદારજ નમ જવો ડાહ્યા માણસ તેમ ન કરે હે શિષ્ય તે મિથ્યા વાદીઓ વળી સુખ અને દુખવડે આ સસાર વીટાયેલો હોવાથી તે તજવા લાયક છે આમ પણ બક્યા કરેછે પરતુ ખરૂ જોતા જગ તમા દુખ બહુ ઓછુ છે સુખ વિશેષ છે એવા સહુજ દુખને

માટે વિષય ભોગ ખાવુ પીવું મોજ માણવી વગેરેથી થતાં અનંત સુખનો શું ત્યાગ કરવો અયોગ્ય નહિ જેમાથી ઉત્તમ ચોખા પેદા થાયછે તે શાળને ફક્ત ઉપરની ફોતરી ઉખેડવાના સહજ દુઃખથી શું ફેંકી દેવી ? વાહ ! આકર્યાંનો ન્યાય ! ભાઇ દુનીયા બધી આમ ઘેલી બનીગઇ છે કોઇને સુખના મહત્વની ખબર નથી અને સુખ મેળવતા આવડતુ નથી જેથી સુખ દુખમય સંસાર ગણી તેને તિરસ્કારી પોતે કંટાળેછે પરંતુ સુખનું મહત્વ સમજી તેસુખને સંપાદન કરવા ધારે તો સુખેથી સંપાદન કરી શકે

ચાર્વાકનો શાળનો દાખલો સાંભળી પ્રસન્ન થયેલા અને તેની પાસેજ ઉભેલા અહંકાર અને દંભસાથે વાતે ગુંથાયેલ મહામોહ તેને ધન્યવાદ આપતો આપ્રમાણે કહેવા લાગ્યો વાહવા ! ! ચાર્વાક્ ધન્યછે તારા વાકય અને તુને તારા દૃષ્ટાંતથી હુ બહુ પ્રસન્ન થયો છુ મારામતને અનુસરતા શબ્દો બોલનાર તુને જોઇ મને બહુ હર્ષ પ્રગટ થાયછે ચાર્વક ! તુ મારી પાસે આવ, તને એક વખત ભેટુ ! મને તારીઉપર બહુ હેત ચડયુ છે. આમ કહી ચાર્વાકને પાસે બોલાવી તેને ખૂબ હર્ષ પૂર્વક ભેટયો અને કહ્યુ ભાઈ તારો મીત્ર કલી કયાછે તે છે તો કુશળને ! ! તેણે કાંઈ આપણુ શુભ કર્યુંછે ? તે તુ કહે ! આ પ્રશ્ન સાંભળી. ચાર્વાકે ઉત્તર આપ્યો કે હે મહારાજ આપને કલીએ પ્રણામ કહેલા છે તે આપને ભેટવાની આકાંક્ષા રાખે છે થોડા વખતમા આપ સમીપે આવશે. તેણે આપની આજ્ઞા સ્વીકારી જગતમા પોતાનો દિગ્વિજય કર્યો છે અને આપની સંપૂર્ણ સેવા બજાવી છે અને હવે છેવટ દિગ્વીજય પામનાર આપનો વહાલો દાસ પાછો આપને હર્ષ સમાચાર આપવા અને આપનો આશીર્વાદ લેવા અને આપની સલાહ પુછવા હમણાં આવશે હે મહામોહ ગુરૂ ! કલિયુગે આપણા નીચેપ્રમાણે કાર્યો સિદ્ધ કર્યાછે.

## ચોપાઈ

વેદ ધર્મ પરાયણ એવા બ્રાહ્મણાદિ મહાજન જેવા
તેને પણ વેદ માર્ગ મૂકાવી સ્વેચ્છાચારી દીવાછે બનાવી
પરસ્ત્રી સંગ મદ્યપાનાદી કમસા એ મચ્યા બ્રહ્મવાદી
પરાક્રમ એકનાનુ એ મારૂ સ્વામીજી મુજ મનથી એ ધારૂ
આપ સ્વામી તણેજ પ્રતાપે બન્યુ જાયછે એ આપો આપે
ઉત્તર પશ્ચીમની જે પ્રજાછે તેણે વેદ સમૂળા તજ્યાછે
તેઓમા શમદમાદિકોનો હવે સંભવ જાણુંનો શાનો?
વેદ વિદ્યા બીજે જે રહીછે પેટ ભરવાને માન ગ્રહીછે
ગયા આચાર્ય પણ એવુ કહી અગ્ની હોન અને વેદત્રયી
ત્રિદંડીત્વને ભ્રસ્મ વારણુ કૈયે પેટ ભયાને કારણ
પુરૂષાર્થ રહિત પુરૂષોને વચન સત્યએ માની ટયોને

હે મહામોહ મહારાજ મે સાભળ્યુ છે આપ અને આ વૃદ્ધ દાદા અહંકાર બન્ને માયાપર બદ્રીકા શ્રમ આદિ સ્થળોમા વિદ્યા પ્રબોધ થશે આ વાત સાભળીને આપ શંકામા પ ડ્યા છો, કરી આ વાત સત્ય હોય તો હવે આ મે આપેલ સમાચારથી પ્રસન્ન થઇ કરીને ધન્યવાદ આપી આપણો દિગ્વીજય છે આમ ગણી તે શંકા તજી દ્યો મહારાજ આપને આ પ્રમાણે શાત્વન આપવા સાથે એક બીજી હકીકત જાહેર કરવાની જરૂર છે તે એ કે વિષ્ણુ ભક્તી નામે એક અતિ તેજસ્વી યોગીની છે તેને જવાના ઘણા ખગ દ્વારે તો કલીએ બંધ કરી દીધા છે પરંતુ જે મનુષ્યો તે યોગીની ને માન આપી રહ્યા છે તે

ઓની પાસેથી તે કોઇ ઉપાયે અસતી નથી અને આપણુ બધાનુ ખડન કરવામાં અગ્ર થઇ બેઠી છે જે કાળે કરી વખત પર આપણુ ખડન કરનારી થઇ પડશે મહામોહે કહ્યું અરે તેની તો

(અપૂર્ણ.)

---

श्रीगणेशायनम

## सती कथा

(લખનાર શાસ્ત્રી શકરલાલ જેઠાભાઈ)

मगळाचरण—राग—ईश्वर विवाहनो

ગવરી નદન ગજમુખ સ્વામી રે, ધરૂ ધ્યાન પ્રેમે શિર નામી રે;
ગણુ નાયક લાયક દેવ રે, છો આનદ દાયક સત્યમેવ રે ॥૧॥
વિઘ્ન હરતા અહો વિઘ્ન હરશો રે કરૂ વિનતી તે અતર ધરશોરે,
સહુ સાથમાં આપશો ક્ષેમ રે, રહે અવિચળ આનદ જેમ રે ॥૨॥
અહો ભારતિ આરતિ હારી રે, બ્રહ્મ તનયા હો સ્વર્ગ બિહારી રે,
વીણા પુસ્તક ધારીણી માય રે, હંસ વાહિની આપો સહાય રે. ॥૩॥
કર્યા કેક અમર વર દાઇ રે, વ્યાસ વાલ્મીક આદિક આઇ રે,
તેમ વાણી આપીને નીભાવો રે, આદર્યો ગ્રથ પૂર્ણ કરાવો રે ॥૪॥
ઇષ્ટદેવ ગુરૂ ચરણે નામુ રે, જેથી શુદ્ધ સુબુદ્ધિ હુ પામું રે,
જેની કરૂણાથી પાગળો ચાલે રે, જેની કરૂણાથી આંધળો ભાળેરે ॥૫॥
વદે મુગો મધુર શુભ વાણી રે, હોય કરૂણા જો સારગ પાણી રે,
કરો આપ મારૂ ઉપરાણું રે, તો સતીનુ ચરિત્ર વખાણુ રે ॥૬॥
દેવી ભાગવત તૃતીય સ્કધ રે, અધ્યા ચૌદનો શ્રેષ્ટ સબધ રે

વ્યાસ જ મેજયનો સવા૦ રે, તેમા યુક્તિઓ યોજી આબાદ રે ॥૭॥
કરૂ વિસ્તા જન હિત કાજ ર, ગુરુ દેવ વધારજો લાજ રે
કાવો ઘેલો હુ શા નજાણ રે, આપ કરૂણાને શ્રેષ્ઠ પ્રમાણ રે ॥૮॥
મને જાણીને દાસ તમારો રે, ગ્રંથ પૂર્ણ કરાવશો મારો રે,
પણ છંદ પીંગળ અનુસાર રે, નથી જાણતો હુ તનસાર રે ॥૯॥
મહુ કવિયો તણો હુ છુ દાસ રે, ભૂપ દેઇને કરશો નિરાશ રે,
નમુ શકર બે કર જોડ રે, ગણી રિસ ન લેખશો ખોડ રે ॥૧૦॥

વલણ

શિષ્ય ગણિ ખોડે ન લેખશો, નમુ મહાશય પાય રે,
શકર તોજ ભાખી શકે, શક્તિ સહાયક થાય રે

## મનોરમા અને શશીકલા

કડવુ ૨ જુ રાગ ઈશ્વર વિવાહનો

એક સમે જન્મેજય રાય ર, પૂછે વ્યાસને મતી કથાય રે,
સાથે મહા વિદ્યાનો મહિમાય રે, કહો વ્યાસ ગુરૂ સુખ દાય રે ॥૧॥
મોહા માયા પણ કહેવાય રે, સરસ્વતીથી પણ ઓળખાય રે
કોઇ ભુવનેશ્વરી કહી ગાય રે ભારતી રૂપે પણ વખણાય રે ॥૨॥
મહા વિદ્યાને મતી ચરિત્ર ર, શુણી અગ થયો સુપવિત્ર,
કહે વ્યાસ રાજા ધન્ય ધન્ય રે, તારો અવતાર પુરણ પુન્ય ર ॥૩॥
તારી મતી અતિ પુણ્ય રૂપ , ત કથા પછી મને અનૂપ રે,
મારા હૈડામા હરખ ન માય રે, કતા વિદ્યા, મતી મહીમાયરે ॥૪॥
જ ણની ઉત્પત્તિ સ્થિતિને લય રે, એ છે મહાવિદ્યા કેરો જય રે,
મહા વિદ્યાથી વિશ્વ સૃજાયરે, નહી તો મા શુ નવ થાય રે ॥૫॥

મહા વિદ્યાથી વિશ્વ પળાય રે. વણ વિદ્યા વિષ્ણુથી શું થાય રે,
મહા વિદ્યાથી જગ સંહરાય રે, એ વિના શિવ પણ ગોથાં ખાય રે. ॥૬॥
દેવમાં જે રહ્યું છે દેવત્વ રે, એ સૌ વિદ્યાની શક્તિનું તત્વ રે,
આકાશે કેવા ચળકતા તારા રે, નિરાધાર જુઓ છો અપાર રે ॥૭॥
એ સહુ છે આ પૃથ્વીથી મોટા રે, ઘણા અંતરથી લાગે છોટા રે;
ને પડે ન અડે ન કો લડે રે, રહે હદમાં સહુ વિદ્યા વડે રે. ॥૮॥
દિન રાત ઋતુઓ જે થાય રે, માનો ઈશ્વર કેરી વિદ્યાય રે,
મેલી પૃથ્વીથી અનેક રંગ રે, વનસ્પતિને આપ્યા અભંગ રે. ॥૯॥
ભુંડા ગારાથી વૃક્ષોમાં મસ રે; આપ્યા સુગંધી ને ખટરસ રે,
એ સહુ માનો વિદ્યાની શક્તિ રે, કોણ મૂઢ કરે નહિં ભક્તિ રે. ॥૧૦॥
વિદ્યાથી ચાલે સૌ વ્યવહાર રે, એ વિના ફીટી જાય સંસાર રે,
વિદ્યાથી માતબર દેશ થાય રે, વિના વિદ્યાએ વણસી જવાય રે. ॥૧૧॥
વિદ્યાથી જન વૈભવી હોય રે, વિદ્યા વિણ દારિદ્રી સહુ કોય રે,
વિદ્યા અન ધન રાજ્ય અપાવે રે, વિદ્યા ભય દુઃખ શોક શમાવે રે. ॥૧૨॥
વિદ્યા વનવાસમાં સુખ આપે રે, વિદ્યા અનુગ્રહ બંધન કાપે રે,
મહા વિદ્યાની ભક્તિ જે કરે રે, તેના કાર્ય સહુ સેજે સરે રે. ॥૧૩॥
વિદ્યાથી મલે ઉત્તમ જ્ઞાન રે, જ્ઞાન મુક્તિનું માનો નિદાન રે,
એ વિશે કહું એક આખ્યાન રે, સાંભળો શ્રદ્ધાએ ધરી ધ્યાન રે. ॥૧૪॥
તેમાં વર્ણીશ સતી ચરિત્ર રે, જે સુણી થાય પાપી પવિત્ર રે
પૂર્વે ઉત્તમ દેશ કોશળ રે, તેનો ધ્રુવસંધી રાજા સબળ રે. ॥૧૫॥

(અપૂર્ણ)

## સત્તાનો સદ્ઉપયોગ

( ગતાંક ૧૨ પૃષ્ટ ૧૯ થી ચાલુ )

ગ્ખ —રાજા નજા તણા પ્રતીપાળ, મા અવનિ પ્રરે (૨)
મ યાયો કરે, નજા પીડા રે—ગત
રાજ લાજને મુકી દઈને, કાજ કુડા કેશા ઠરેરે—રાજ
પ્રભુ નહી પણ નમુખ પ્રજાનો નતીનીથી દુખ ઘણું છે રે—રાજા
પ્રજા પુત્ર પુત્રી રાજાની, છતા સહુ વીસરાત છે રે—રાજ
સદ્ઉપયોગ સત્તાનો ભૂલી બહુ અનર્થ કરાય છે રે—રાજ
પ્રજા પાળ જો અરી કાળનુ કામ જગત્મા મારશો રે
દુ ખ વધારશો —રાજા
રે વધે દુ ખ પડે ને પ્રજા પાયમાલી થશે રે
અનીતી તો વધે રે—રાજ

( પછી નપી પાસે જઇ તેને સાષ્ટાંગ દંડવત્ કરીને કહે છે)—હે ત્રીકાળ જ્ઞાની તપેશ્વરી! મારા અત્ર આગમનનો આશય આપથી અજાણ્યો નહી રહ્યો હોય છતા સેવ્ય સેવક ધર્માનુસા નૃપતીની આજ્ઞાનો અમલ કરવા આપ પાસે આવેલો છુ આપ પાસે [illegible] તે [illegible] રીતે આપ મહારાજા સાહેબને આપો એની તેમની ઇચ્છા છે

ઋષી—હે! રાજ્ય ભક્ત! નચીવ! તારો નૃપતી ભેટ તરીકે માગે છે છતા તુ પ્રજાની શીચીનુ કહે છે તે તારા મનના મદનની સાથે ઉત્તમ રાજ્ય ભક્તિનુ [illegible] કરાવે છે, તને તારી નીતી શીખામણ રૂચી નથી તે હુ સમજુ છુ અહો! [illegible] તો શુ? પણ એથી એ મુલ્યવાન વસ્તુ જન મ

પ્રજાને સુખ માટે અર્પણ કરતાં અમે આ દાતા નથી. લો. હીતને માટે અમારૂ તન અર્પણ કરવા પણ અમે તયાર છીએ જો પ્રજાના અર્થ સિધ્ધ થાય એમ હોત તો હુ તે બહુ ખુશીથી સપ્રેમ અર્પણ કરત કારણ મહાત્મા દધીચીએ દેવતાનો અર્થ સમજી સ્વશરીર પણ અર્પણ કરી દીધુ હતુ પરંતુ દાતાએ યાચકની મનોવૃત્તિ તપાસવાની છે જો યાચકને બુદ્ધીમાં સૌજન્યતા, નિસ્વાર્થતા, નીતી મર્યાદા અને શુધ્ધ ભાવના હોય તો દાતા ગમે તેવી પ્રિય વસ્તુ પણ આપી દે છે. અન્ય દૃષ્ટાંનો જોવા કરતાં મારૂં પોતાનું દ્રષ્ટાંત તપાસતાં જણાશે કે–મે મારા પ્રભુની ચરણ સેવા અને ભજન સીવાય બીજુ કશું પણ મેળવવાની તેની પાસે યાચના નથી કરી પરંતુ તમારી પરોણાગત માટે મે સંધ્યા સ્નાન કરી મારી દીનતા પ્રગટ કરી તો તે કરૂણા સાગરે આ અમુલ્ય મણી મને મોકલી આંપ્યુ જેના વડે હું તમારા સૈન્યનો સત્કાર કરવા સમર્થ થયો માને અને આ મણી હુ હવે કોઇને આપવા ખુશી નથી તે એટલાજ માટે કે–આવતા જતા અભ્યાગતનુ આતિથ્ય થઇ શકે અને નીરાશ ન કરાય તારો નૃપતિ જોર જુલમથી મણી લેવા ચાહતો હોય નો તે પડાવી લઇ જવા મુખત્યાર છે. પરંતુ હું પ્રસન્ન ચિત્તથી પ્રસાદ અગર ભેંટ તરીકે આપી શકતો નથી અને જ્યા સુધી અંતઃકરણના શુધ્ધ ભાવથી આપવામા ન આવે ત્યાં સુધી–પ્રસાદ કે ભેટ ન લેવાય પણ બળાત્કાર અગર શીરજોરી લેવાય, તારો રાજા તે વડે કેવા અન્યાયમા પ્રવૃત થાય તે તુ પોતેજ વીચારી શકશે તે મારી પાસે હશે તો તેનો સદુપયોગ થશે. રાજાની આજ્ઞાનો અમલ કરવા તુ બંધાયેલો છે. પરંતુ




અનીતીના કાયામા આજ્ઞા પ્રમાણે વર્તવાથી તુ ...
થઇશ

પ્રધાનજી—મૂનીશ્રી ! સત્ય છે જેના શેઠ મૂર્ખ તેના નો કરના ભોગ છે વળી પુન શ્રમ કરી હુ મારા રાજાને સમજાવુ છુ આમ કહી તે રાજાના તબુ પાસે આવ્યો અને તેને અદર દાખલ થતો જોઇ રાજાએ તુરતજ આતુરતાથી પ્રશ્ન કર્યા ! કેમ આટલો બધા વિલબ કેમ થયો ? એ ભામટો ખુશીથી આપે છે કે નહી

પ્રધાન કહે—નામદાર ! તે મહાત્મા પ્રસન્નતાથી તે મણી અ પવાની ઇચ્છા રાખતા નથી, પછી આપ જમે તે કરો પણ-'

રાજા—( ક્રોધથી ) તમારૂ પણ બણુ અને ગણુગણુ પડતુ મેલો જો તે રાજી ખુશીથી નહી આપે તો હુ ન યના સામ ર્થ્યથી લઇશ' પ્રધાનજી આ સાભળી મનમા વીચાર કરવા લાગ્યા—"અરેરે ! હવે હુ શુ કરૂ ! "આ તો બકરૂ કાઢતા પેહુ ઉટ" નકી બહુજ વીપરીત પરીણામ આવશે કહેવત છે કે ' નીતીએ ના ાયણ વસે અને અનીતીએ કુતરા ભસે "

રાજાએ સૈનિકે ને આજ્ઞા આપી એટલે તેઓ પર્ણકુટી તરફ ગયા ત્યા પર્ણકુટીનુ રક્ષણ કરી ઉભેલ લશ્કર પણ જણાયુ બ ને વચ્ચે દારૂણ યુદ્ધ અને પરીણામે રાજાનુ તમામ લશ્કર કપાઇ ગયુ રાજા નીરૂપાય થઇ ઉભો દિ ય મણિના પ્રભાવથી ઉત્પન્ન થયેલુ દિવ્ય લશ્કર અદ્રશ્ય થઇ ગયુ રાજા દીલગીર થતો આખમા આસુઓ પાડતો અન્તે પડયો "કયા જવુ " તેના કશા પણ નિર્ણય વીના તે ચાલવા લાગ્યો

ઋષીની કૃપાથી બચી ગયેલ પ્રધાન ઋષી પાસે જઇ વિનતી કરવા લાગ્યો ' હે મુની શ્રી ! રાજાને તેના અન્યાયનુ ફળ

સમજ્યું છે. પણ હવે મારૂં શું કર્તવ્ય છે તે સમજાવવા કૃપા કરશોજી ”

ગજેન્દ્રનાથ—હે ! સચિવ ! સંસારી બાબતોમા અમારે આવડું ઉચિત નથી. છતાં તારી હૃદય શુદ્ધતા અને કૃતજ્ઞતા, તને સુચના કરવા મને પ્રેરે છે કે–પ્રજાના પાલન માટે હાલ તારે રાજ્ય સંભાળવુ, રાજા કર્મનું ફળ ભોગવી રાજ્ય સાનીમા આવે ત્યાર તેને સોંપજો ”

પ્રધાનજી તેને નમી તેનો આભાર માની રસ્તે પડયો

. રાજા એકલો રખડતો રઝળતો વિચાર સાગરમા ગોથા ખાતા હે–અરેરે ! કૃતઘ્ન ગર્વમાં પાયમાલ થઈ ગયો સત્તાનો સદુપયોગ તો ન કર્યો ? હાય રે ! પણ આ જંગલી પશુઓ પણ મારા પ્રત્યે અપ્રીતી શા માટે દર્શાવે છે ? શું મારી કૃતઘ્નતા તેઓ પણ જાણતા હશે ? અરે કયાંથી જાણે નથી માટેરે માથે ઉગ્યા શીંગડા કે નથી કરી નીશાની ? આ આમ્રવૃક્ષ નમી નમીને પરોપકારની ખાતર પોતાના મીષ્ટાન ફળોનો સ્વાદ ચખાડે છે તે ફળ તોડવા હું ઉપર ચડયો તો ડાળી ભાગી અને નીચે પડયો. ફળ તો ન મળ્યું પણ ઉલટા હાડકા ભાગ્યા ! શું કુદરત પણ આમ ત્રીકાળ જ્ઞાની હશે ! શું કુદરત પણ સદ્‌ગુણોની શોખીન હશે આ હા. હા. !!!?

ખરેખર જ્યારે પશુપક્ષીઓ અને જડ પદાર્થોને પણ નીતી પ્રીયછે તો જે મનુષ્ય નીતીનું ઉલ્લંઘન કરેછે તે ભુમીપર ભારરૂપજ છે ! એટલામાં સામેથી ઋષી ગજેન્દ્રનાથ તથા તેના શિષ્યોને, ચાલ્યા આવતા જોઈ એકદમ ઋષીને સાષ્ટાંગ નમસ્કાર કરી અશ્રુથી તેના પગ ભીંજવી નાખેછે તે જોઈ ઋષી મનમા વીચારેછે—ખરેખર આને હવે પુરતો પશ્ચાતાપ કરવો પડયોછે (ચાહીને) ભાઇ ! હવે પશ્ચાતાપ નકર ! રડના આવો પશ્ચાતાપ કરવો પડશે એમ પ્રથમથી વિચાર્યું હોત તો આમ નથાત રાજા–(દીનતાથી)-

અરે ! થયુ ત થયુ ? હવે મારો ઉદ્ધાર ક્યા ? માર બાજ્ય
પાર પણ નથી જોઈતુ હવે મારા ગોત્રપરથી કૃતઘ્નત નો ડાઘો
ટાળ દૂર કરો તમે ટેગો તે નાયશ્ચીત કેવા હુ તયાર છુ

રૂપી–ગણ ગ્નત–ચાર્ગ વીગેરે પાપો તથા જાણી જોઇ જોર
જુલમથી અનિમોના શિયળ અને બ્રહ્મચર્યના ભગ કરનાર પાપીચો
આરના નાયશ્ચીત શાસ્ત્રામાથી નીકળી શકે પણ કૃતઘ્નત ને
માટે પ્રાયશ્ચાત તો ક્યા પણ નથી

રાજા–ત્યારે હુ શુ આવી સ્થીતીમા રખડયા કરૂ

રૂપી—ના તેમ રખડવાની જરૂર નથી શાસ્ત્રનુસાર રાજ્ય
કારભાર ચલાવતા ! પાપના બદલામા પ્રજાને પણ દુખ રોગ
વીગેરે ભોગવવા તા પડશે પણ ધીમે ધીમે સર્વ સારૂ થશે
અહિ જૈન તે સબધી થોડુ તને શ્રવણ કરાવું ( બેસે છે )

, સાભગ—શાસ્ત્રોમા રાજાને સર્વ વર્ણાશ્રમ ધર્માનો પ્રતિભુ
અર્થાત્ જામીન ગણવામા આવ્યો છે પ્રજાનુ ભય નીવારણ કર
વા માટે રાજાઓ નિર્માણ થયેલા છે તો રાજાને કુટુબરૂપ લેખી
તેનુ પાલન કરવુ જોઇએ પ્રજાના પ્રમાથી દુર્ગુણો તરફ ન
દોરાતા તેમના પૈસાનો તેમના શ્રય માટેજ સદુપયોગ કરવો
જોઇએ તેઓએ પોતાના મનમાથી મીથ્યાભિમાન કાઢી નાખવુ
જોઇએ કુટુબ સીવાય જેમ વડીલ નહીં તેમ પ્રજાવિના રાજા
નહી રાજાએ પ્રજાને નીચોવવાની કે તેને લૂટી લેવાની બુદ્ધિ
નત કદીપણ રાખવી ન જોઇએ જેમ ભ્રમર પુષ્પને બચાવતા
તેમાથી રસ ગ્રહણ કરે છે, તેમ પ્રજાને પીડાખરી પણ ન થાય
તેવી રીતે રાજ્ય કારભારને આવશ્યક હોય તેટલો કર લેવો
જોઇએ બગીચાના માળીની પેઠે ચાલાકીથી પુષ્પ કશી પણ ઇજા
પહોચાડયા વીના કર લેવા, નહીં કે કઠીઆરાની પેઠે થડમાથી
કાપી નાખવુ જુલમી રાજા પ્રજાને અપ્રીય થઇ પડે છે ને ત્યાથી
રાજાપ્રજાના આશીર્વાદોથી સપર્ણ સુખી હોય છે રાજ્ય કર્ત્તાની

શુભાશુભ વૃત્તીથી કુદરતપર પણ શુભાશુભ અસર થાય છે. જુલ્મી રાજાનુ દીર્ઘાયુષ પ્રજા ઇચ્છતી નથી. ન્યાયી રાજાને પ્રજા પીતાસમાન માને છે. રાજાનો પરમ પવીત્ર મીત્ર ન્યાય છે અને સમર્થ શત્રુ અન્યાય છે પ્રજા રાજાનુ અનુકરણ કરે છે માટે પ્રજામા અન્યાય અને અનીતીનો પ્રસાર અટકાવવા સખત સજા ઓ કરવા કરતા પેહેલાં રાજાએ પોતે અન્યાય અને અનીતીનો ત્યાગ કરવા જોઇએ અન્યાય અને અનીતી રાજાને નિર્મૂળ કરી નાંખે છે રાવણ જેવા મોટા રાજા પણ અનીતીથીજ પાયમાલ થયા તો આપણી તે શી બીશાત્? માટે સર્વદા ન્યાયથી ચાલ વુ! વળી તારી પાસે પ્રધાનજી રાજભક્ત અને નિપુણ છે. તે પણ તેને બહુ લાભરૂપ છે. "રાજા-" શુ એ પ્રધાન યુદ્ધમા બચ્યો છે. ઋષી—હા! તેવા નીમકહલાલ પુરૂષોનું પરમેશ્વર પણ રક્ષણ કરે છે. રાજા—ત્યારે તો બહુ સારૂ. આપનો પણ બહુ ઉપકાર થયો. ( રૂષી મંડળ ચાલવા માંડે છે પોતે પણ જરા આગળ ચાલતાં ચાલતાં વીચાર કરે છે ) અરેરે! મારા અભીમાને મને આંધળો કરી નાખ્યો પણ અત્યારે એક સાધા રણ માણસ અને મારામા શો તફાવત છે? કશો નહીં બે દીવ સનો ભુખ્યો મુસાફર જાણી દયાળુ ખેડુતે રોટલા આપ્યા તે પણ કેવા મીઠા સાકર જેવા લાગ્યા! રાત્રીએ ઝાડના બીછાનાપર કેવી ઉંઘ આવી જતી ત્યારે હવે મારે શા માટે અભીમાન રા ખવુ જોઇએ? રાજા બીજા માણસો કરતાં વધારે ડહો ન કહે વાય? ના. ના. રાજાનું ડહાપણ તેના સલાહકારોમાંજ સમાયેલુ છે તે હવે પ્રત્યક્ષ હુ જોઇ શકું છુ રાજા પ્રજાવડેજ જોરાવરછે. તેની હવે મને પૂર્ણ ખાત્રી થઇ જ્યારે ગાદીપર બેઠો હોય અને આસપાસ કચેરી જામી હોય ત્યારે રાજાપણુ, પણ જ્યારે આવા જંગલમાં એકલા ભુંડે હાલે રખડતા હોઇએ ત્યા રાજાપણું કયાં છે? અરે રાજા એક સાધારણ માણસ કરતાં શુ વધારે છે? અરે અભીમાનથી એક રાજાની સ્થીતી કેવી છે દેખીને કુતરાંજ ભસે.

રાજા—અરે ભલામાણુસ ! આવા સ્વાલ તો હજીસુધી કોઈએ મને પુછયા નથી.

રખેવાળ—કદાચ નહી પુછયા હોય ! પણ ભલામાણસે આવા સ્વાલોના જવાબ દેતાં અચકાવું અને બીવું શામાટે જોઈએ ! જો તમે મારી પાસે પુરતો ખુલાશો નહી કરો તો મારે તમને મારી સાથે લઈજવા પડશે

રાજા—તમારી સાથે ! તમને સત્તા શુ છે !

રખેવાળ—રાજાની પરવાનગીથી, શક પડતા માણસ પાસેથી પુરતો ખુલાશો મેળવ્યાવીના હુ અહીથી કોઈને પસાર થવા દેતો નથી. તમોપણ પુરતો ખુલાસો નહિ કરોતો રાજાના હુકમ મુજબ તમને આગળ વધવા દેવામા નહીં આવે

રાજા—(મનમા) મારા કાયદાને મારેજ માન આપવુ જોઇએ ! (પ્રગટ) તમારો રાજા આવો ચોકસીવાળોછે તે જોઇ હું બહુ ખુશી થાઉછું. ને તે મુજબ મારી હકીકત જણાવુંછું. તમારી પેઠે હુ પણ રાજાનો નોકરછું અને તેના હુકમનુ અપમાન કરવા માગતો નથી હું રાજા સાહેબની સાથેજ હતો પણ આ જંગલમાં રસ્તો ભુલી ગયોછુ.

રખેવાળ—તમારો આ ખુલાશો વજનદાર ગણાય નહી જો તમો રાજાની સાથે હતા તો તમારો ઘોડા વીગેરે સર સામાન ક્યાં!

રાજા—તે બધુ આ જગલમાજ મે ખોઈ દીધુછે ઘોડાને છોડી મુકયોછે

રખેવાળ—કદાચ હુ આ માનુ નહી

રાજા—મને જુઠુ બોલવાની તો ટેવજ નથી

રખેવાળ—શુ તમે ન્યાયાધીશ પાસે ગયાછો કે જુઠુ નહી બોલતા !

(અપૂર્ણ)

ॐ

# आर्यधर्मप्रकाश.

## ARYA-DHARMA-PRAKASH

पुस्तक ३७ मुं ] मार्गशिर्ष सं १९६० [ अंक ७ जो

श्लोक

महता पुण्यपण्येन, क्रीतेयं कायनौस्त्वया ।
पारं दुःखोदधेर्गन्तुं, तर यावन्न भिद्यते ॥

मदा पुण्यरूपी धनथी आ शरीररूपी वहाणु आ दुःख प अपार सागर
तरवा तने म पुरे न भागी न नय पाणुधीमा तरीजे





प्रसिद्ध प्रगट करनार
वेदधर्मसभानी कार्यभारमंडळी
अनंत वाडी भु ० मुंबइ

संवत् १९६० नवं १९०३ इसवी

वर्ष १ नो दोढ रुपियो

आनंद प्रिं प्रेस

विषय. अनुक्रमणिका पृष्ट.



## वेदधर्म सभा तरफथी वेचवानां पुस्तको.

નીચે જણાવેલા સર્વે પુસ્તકો વિદ્વાન ગૃહસ્થો તરફથી લખાઇ આ સભા તરફથી બહાર પાડવામાં આવ્યા છે તે ધર્મે વ્યવહાર અને ઉત્તમ આચાર વિચાર બતાવનારા છે જથ્થા બંધ લેનારને બહુ સારૂ કમીશન આપવામાં આવે છે અને આ પુસ્તકોના વેચાણથી થયેલી આવક ધર્મસબંધી બીજા પુસ્તકો છપાવવામાંજ વપરાય છે

| પુસ્તકો | કિંમત રૂ.આ.પા. | ટપાલ ખર્ચ રૂ.આ.પા |
|---|---|---|
| ગોપાળ ચિંતામણી ( શાસ્ત્રી શંકરલાલ કૃત ) ... | १—०—० | ०—२—० |
| શ્રીમદ્‌ભાગવતભાષાન્તર મુલસહિત પોથીના આકારમા... આ० બીજી પ્રથમ રૂપીઆ ૧૫ કિંમત હતી તેજ | १०—०—० | १—१२—० |
| શ્રીમદ્‌ ભાગવત ભાષાન્તર મુલ સહિત પોથીના આકારમા રફ કાગળવાળુ. ... | ८—०—० | १—१२—० |
| અનુસુયાભ્યુદય ગુજરાતી આવૃત્તિ ચોથી ... શાસ્ત્રી શંકરલાલ કૃત | ०—२—० | ०—०—६ |
| અવલોકન સરસ્વતીચન્દ્ર ભાગપેહેલાનુ આવૃત્તિ પેહેલી ( રા વિશ્વનાથ કૃત ) ... | ०—१०—० | ०—१—० |
| *દ્વાદશોપનિષદ શ્વેતાશ્વતર સાથે રેશમી પુઠું મૂલસંસ્કૃત | १—०—० | ०—२—० |
| એકાદશ સ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ બીજી ... | १—०—० | ०—२—० |
| કેશવકૃતિ અથવા અનુભવના ઉદ્‌ગાર ... | १—१२—० | ०—३—० |
| ચર્પટ પંજારકા ગુજરાતીમા આવૃત્તિ પહેલી .. રા કેશવલાલ કૃત ... | ०—८—० | ०—१—० |
| *ચન્દ્રપ્રભા ચરિત્ર ગુજરાતીમા આવૃત્તિ પેહેલી ... | १—०—० | ०—२—० |
| જમાકુવર સંસાર સુખ દુઃખના દશ વર્ષ આવૃત્તિ બીજી ડા० પોપટકૃત ... | ०—१०—० | ०—१—० |
| તત્વવિવેક ( વેદાન્તવિષય ) આવૃત્તિ પેહેલી ... રા રા. વિશ્વનાથ પ્રભુરામ કૃત .. | ०—२—० | ०—०—६ |
| દશમસ્કંધ ગુજરાતી ભાષાન્તર આવૃત્તિ પેહેલી | १—८—० | ०—३—० |
| દેવી ભાગવત ગુજરાતી ભાષાન્તર આ પહેલી ... | ८—०—० | ०—८—० |

*આ પુસ્તકને શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતામાં ઇનામ આપવાના પુસ્તક તરીકે માન્ય કરેલ છે.

# आर्यधर्मप्रकाश.

પુસ્તક ૩૭ મું]    માર્ગશિર્ષ સંવત્ ૧૯૬૦    [અંક ૯ મો

## ॥ यतो धर्मस्ततोजय ॥

### वैरागीने बे बोल *

वैरागी थावाथी मानव, शु मळ्यो तु मारे
जनम सफळ करवा वैरागी, मनकर मानी मारुरे १
गेरु लाल कपडा रंग्या, मन रंग्यु नहा तारुरे
बाहीर डोळ करी देखाने शु वळशे के वारुरे २
मुंड मुंडावी जटा वधारी, एथी शु थानारुरे
मुछी थोडी थवी मोटी, समुळगु जानारुरे ३
आसन वाळी समाधी साधी, प्राणायाम करी प्यारुरे
ऊपर ठाठ सरस करी थाप्यो, भीतरमा अंधारुरे ४
युवतीना जुथ जोता जेना, जाप जरुर जपनारुरे
कान्ताना दर्शनथी चित्तडु, व्हिव्हळ थइ तपनारुरे ५

* આ ઢાળ ભજન સાવણી ઠુમરી અથવા મનપ્રેમ ન ગમા ગતા છે

ऊपर राम रमा भीतरमा नीत्य रटण करनारुरे
राग रहीत तुं पोते नही त्या, केमज ते तरनारुरे ६
मुग्ध मुखथी श्रोता जोता चीत्त चतुर चळनारुरे
जग ठगवा के राम भजुछुं रमा ध्यान धरनारुरे ७
चडी चाखडी लई कर्मंडळ, मन गंगे तरनारुरे
दयाशंकर के तुं नीरनळ नही तो मीठु छे खारुंरे ८

## શ્રી ગીતા-તત્વ.

( બંગાળી ઉપરથી. )

( ગતવર્ષાંક ૧૨ પૃષ્ટ ૨૪ થી ચાલુ )

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादाश्चभाषसे ॥

અર્થાત્ જેને માટે શોક કરવો ઉચિત નથી તેને માટે તું શોચ કરે છે અને પછી પંડિતના જેવી વાતો બોલે છે અર્થાત્ તારૂં મૂખ અને મન એક નથી. જેના મૂખ અને મન જુદા રહેતા હોય તેમણે એક એકને તન્મય કરવા પછી સત્ય અથવા તો ભગવાનના લાભમા મનને જોડી દેવુ મન સૂખ એકાગ્ર કરવાની આ પ્રાધાન્ય રીતિ છે ગીતાપણ પોતાના મહાબીજથી એજ વાત બોલેછે. ધર્મરૂપ મહાવૃક્ષનુ બીજ મન મૂખની ઐકયતા વિના બીજુ કાઇજ નથી જેમ દરેક મંત્રની શક્તિ હોયછે. તેમ ગીતાની પણ શકિત છે. શકિત આ શ્લોકમા લખેલીછે.

सर्वधर्मान्परित्यज्य मामेकंशरणंव्रज
अहंत्वासर्वपापेभ्यो मोक्षयिष्यामिमाशुच ॥

શરીર આપણા મનમાં રાખવાની ચેષ્ટા કરીએ છીએ, આપણા પ્રેમના અનિત્ય પાત્રના શરીરને આપણુ કરી ચિરકાલ મનમાં તેને સ્થાન દેવાને ઇચ્છીએ છીએ તેટલોજ આપણો આમાનુષી પ્રેમ મોહરૂપ છે વિશુદ્ધ પ્રેમ ભગવાનનો અંશછે ને તેથી તેની સમીપ મોહ આવીજ શકતો નથી પ્રાકૃત પ્રેમ આપણા પ્રેમના પાત્રને અનત સ્વાધીનતા આપેછે, તે આપણે કરવો જોઇએ નહી એથી મનુષ્ય વાસનાને વશીભૂત થઈ વિશ્વ ઈચ્છા વિરૂદ્ધ અનિત્યને નિત્યકાળ પર્યંત રાખવા ચહાયછે આ બધી મનની સૃષ્ટીછે આ પ્રસગે ઇસપની એક કલ્પિત કથા યાદ આવેછે. એક વૃદ્ધ ગરિબ માણસ એક દિવસ લાકડાનો ભારો માથે લઈ જતો હતો એકતો ઉન્હાળાનો દિવસ ને તેમાં માથે આવો ભાર ને પાછી વળી વૃદ્ધાવસ્થા ! વૃદ્ધ કેટલેક દૂર જઇ ગરમીથી શાન્ત થવા એક વિસામે બેસેછે અને પોતાના અદૃષ્ટને ધિક્કાર દેતો કહેછે કે મને મૃત્યુ કેમ નથી આવતુ ? બોલતા બોલતામાં વિકટાકાર મૃત્યુ તેની સમીપ આવી ઉભુ રહ્યુ ને વૃદ્ધને પૂછયું કે તુ મને કેમ બોલાવે છે. વૃદ્ધને બચવાની ઈચ્છા પ્રાણોપ્રાણ હતી તેથી સભ્યતાની ખાતર બોલ્યો, "બોજો બહુ ભારી છે. એકલા ઉચકાય એવો નથી તેથી તને માથે ચડાવવા આવાહ્ન કર્યુંછે." આપણને પણ અનિત્ય વિષય છોડતા આમજ થાય છે.

ગીતાના આરભમાં બહુ સુન્દર બોધ સમાયલો છે. બેઉ પક્ષનુ લશ્કર તત્પર થયુ છે, સામા સામી વીરો રહેલા છે. દરેક યોદ્ધા પાસે એક એક શખ છે. ચારે દિશાએ શખો ગાજી રહ્યા. તે વખતે અર્જુને કહ્યું કે બેઉ દલના મધ્યમાં મારો રથ રાખો, મારી સાથે યુદ્ધ કરવામાં કોણ કોણ છે? તે વખતે તે મોહથી આવૃત થયો નથી પણ તેનામા સાહસ વ્યાપ્યું હતુ. શ્રીકૃષ્ણે રથ રાખ્યો અર્જુને જોયુ કે વિપક્ષ દલે ઇચ્છા મૃત્યુને પ્રાપ્ત કરવાવાળા ભીષ્મ પિતામહ છે. તેની પાસે પોતાને અસ્ત્ર વિદ્યા

શિખવાડનાર દ્રોણ છે, અમર કૃપાચાર્ય, સમયોધ્ધો કર્ણ અને બીજા વીરો કેટલાક ટીકાકારો લખે છે કે અર્જુનને ભય ત્રાસ થયો છે કોઈ લખે છે કે આવા વીરોને જોઈ તેને ભય થયો નથી પણ મોહ થયો છે શ્રીકૃષ્ણ ભગવાન તેને વિશ્વરૂપ દર્શનમા કર્ણ, ભીષ્મ ઇત્યાદિને મૃત દેખાડે છે ત્યારે એને જયની તો ખાતરી થાય છે

યુદ્ધ સ્થળે અર્જુનને મોહ થાય છે તે કહે છે, જો બધા સ્વજન મરી ગયા તો પછી સર્વ રાજપાટના સુખને શુ કરવુ? શ્રીષ્ણુ સમજે છે કે અર્જુન ભયને મોહથી સ્વધર્મ ભૂલે છે તેના મનમા એમ આવે છે કે હુ પોતાને માટે લઢાઇ કરવા ઉભો છુ, અન્ય ઉપરનો અત્યાચાર દૂર કરવાના કર્ત્તવ્યનુ પા લન કરવા હુ ઉભો છુ તે વાત તે વીસરી જાય છે ત્યારેજ શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવતા અર્જુનના વચનો સાભળી કહે છે કે —

अशोच्यानन्वशोचस्त्व प्रज्ञावादाश्चभापसे ॥

આ વાતથી અર્જુનના મનમા ખટકો લાગે છે પન્ડિત લોક આ અનિત્ય શરીરને માટે શોક કરતા નથી તુ શોક કરે છે તારૂ મૂખ અને મન એક નથી, તેથી તુ પડિત નથી

આપણને શ્રીકૃષ્ણની વાતમાથી ધર્મ રાજ્યમા આવશ્યક પ્રાધાન્ય એવા બે ઉપદેશ જડે છે કોઇ પણ પ્રકારની હૃદયમા દુર્બળતા આવવા દેવી નહી પણ તે પ્રથમ ઉપદેશ ઘણો દૂરનો છે ને તે આ દ્વીતિય ઉપદેશ મનને મૂખ એક કરો એ ઉપદેશનુ પરિશીલન કર્યા વિના પાલન થાય એમ છેજ નહી

મનને મુખ એક કરવા અથાત જે કઇ પણ બોલવુ તે આતર ઉર્મિથીજ મનના ખરા ભાવથી જ બોલવુ બીજો એનો અર્થ એવો છે કે કઇ વાત મુખે બોલતા તે મનને ખરી રીતે રૂચે છે કે નહી તે વિચારી બોલવુ

આ બે ઉપદેશ જે કોઈ પણ મનુષ્ય પાલન કરશે તેને માટે ઉન્નતિનુ દ્વાર ખુલી જશે. જે આ ઉપદેશ પાલન કરે છે તેના માટે તો સત્યના દ્વાર અહર્નિશ સસારમા અથવા તો સસારની બ્હાર ખુલ્લાજ છે ઇતિ ૐ

—શ્રીપચ ભ્રાતૃ વશજા (ભરૂચ)

## સંસારધર્મ અને મુક્તિ.

સંસારમા રહ્યા છતા સસારનુ રહસ્ય થોડાજ સસારીઓ જાણતા હોય એમ જણાય છે અમુક વસ્તુ સબધી ન્યાય કરવામાં ન્યાય કરનાર ન્યાય કરવાની વસ્તુથી નિરાળો એટલે નિષ્પક્ષપાતી હોય તોજ યોગ્ય ન્યાય થઇ શકે છે એ નિયમને અનુસરીને વિચાર કરીએ તો સંસાર સબધી યોગ્ય ન્યાય કરવાને ઇચ્છા રાખનાર માણસે પ્રથમ તો એ સસારથી નિરાળુ થવુ જોઇએ એ ઉપરથી સિદ્ધ થાય છે કે સસારી ભાવનાથી દુર બેસીને અવલોકન કરવા શિવાય સસાર શુ છે? અને તેની યોજના શા માટે હશે તેમા શુ મેળવવાનુ છે વીગેરે સવાલોનો નિર્ણય થઇ શકે તેમ નથી—અથવા તો ભાગ્યેજ થઇ શકે. સસારનો ટુકો અર્થ અમુક વ્યક્તિ જન્મ પામી હાલતા ચાલતા શીખે અને છેવટે તદન નિચૈત્ય થાય એટલે મરી જાય અને ત્યાં સુધીના વખતમા પરિચયમા આવતી દરેક જડ ચૈતન્ય વસ્તુ એવો કરીએ તો પણ ચાલે તેવુ છે એથી વિશેષ બુદ્ધિ દોડવનારા માણસો સસારનો અર્થ વધારે બહોળા વિસ્તાર વાળો બતાવી શકે છે અને તે શી રીતે તે આપણને આગળ સમજાશે

સસારમાં ઉદ્ભવ પામેલા દરેક સ્થાવર જગમ શિવાયમાનાં બીજાને હાલ એક બાજુ મુકી આપણે માત્ર મનુષ્ય પ્રાણી

સબધે ચર્ચા ચલાવીશુ કેમકે હાલ આપણે જેને સમજાવવા માગીએ અથવા વિચાર કરવા માગીએ તે સત્તા મનુષ્ય સિવાય બીજાને હોતી નથી એટલુ ખ્યાલમા રાખવાનુ છે કે જે કોટી આપણી સ્થુળ બુદ્ધિમા હાલ આપણને સમજાય તે કોટીએ સબધી જ હાલ આપણુ લખાણ છે

આપણે હાલ જે વિષય ઉપર ચર્ચા ચલાવીએ છીએ તે એવો ગહન અને વિસ્તીર્ણ છે કે તેને માટે મહદ્ વિદ્વાનો એ પોતાની સપુર્ણ જીદગીનો ભોગ આપ્યા છતા તેનો યથાર્થ નિર્ણય કરી શકયા નથી તેને માટે ઘના માનની યોજના છે તેને માટે યોગ વિગેરેની આવશ્યકતા છે અને તેનેજ માટે આ દુનિયામા પુસ્તકાના, અખુટ ભડારો થયા છે તેનેજ માટે આજ દિવસ સુધી દુનિયાની વ્યવસ્થા ચાલી છે અને તેનેજ માટે આ સૃષ્ટિની પરંપરા ચાલી જાય છે ટુકા શબ્દોમા અમો એ અર્થને માટે એમ કહેવા માગીયે કે જ્યારે એ વિચારનો આપણે વિવેક પુરઃસર બારીક અને ખરો નિર્ણય કરી લેશુ ત્યારે સૃષ્ટિની એટલે સસારની સમાપ્તિ થશે એમ કહીએ તોતે ચાલે તેવુ છે

હવે એ સસારના નિર્ણય માટે પ્રથમ આપણે મનુષ્ય વ્યક્તિનો જન્મ શામાટે થાય છે એ વિચાર સ્વાભાવિક અને જરૂરનો છે કેટલાક તેનો વિચાર કરવા પોતાનો અમુલ્ય વખત રોકવા નવરા નથી કેટલાકને તે વિચાર ની બાબત જ જાણવાની નથી કુદરત કે ઇશ્વર ગમે તે એ કહે છે લીલા માત્ર છે એટલેથી સ્થુળ બુદ્ધિ કુઠિત થાય છે પણ માત્ર તેમ નથી આપણે વિચાર કર્યો ઘટે છે કે તેમ થવાનો કાઇક ઉદ્દેશ હોવો જોઇએ વળી સસારની દરેક વ્યવસ્થા જુદી જુદી હોવાને માટે કાઇક કારણ હોવુજ જોઇએ કેમ કે આપણે જન્મથી માડીની મરણ સુધીની દરેક વ્યક્તિની આખી જીદગીમા શુશુ બનેછે

એ જોતા જણાય છે કે તે શામાટે બનતુ હશે અને તે બને છે તે, સારૂં બને છે કે નરતું, જો સારૂ બનતુ હોય તો તે જીદગી વધારી કે લબાવી શીરીતે શકાય અને નરતું હોય તો તેનો છેડો શી રીતે આવે એ બધા વિચાર એક પછી એક સ્વભાવિક રીતે ઉત્પન્ન થશે માટે શરૂવાતથીજ આપણે જે વિચાર કરીએ તે પાકાપાયા ઉપર થવા જરૂર છે

વ્યક્તિનો જન્મ થયા પછી શું શું બનેછે તેનું આપણે આના અનુસંધાનમાં આપણે કહીએ કે બાળક જન્મે છે કે તુરતજ પોતાના શરીરને ઓળખેછે. સ્તનપાનં કરવા મડેછે ઉંઘેછે ઝાડે ફૂરેછે. અને પેશાબ કરેછે સુખ બુદ્ધિ થાય ત્યારે હસેછે અને દુખ બુદ્ધિ થાય ત્યારે રૂવે છે તેને કોઇની સાથે હજુ સબધ થયો નથી માટે સાથેનો કુદરત સંબધ માત્ર તેના હૃદયમા બીજ રૂપે હશે પણ તે હજુ સ્ફુરિત થયો નથી. માતાના સ્તનમાથી અને દુનિયાની હવામાંથી તેનામાં પરમાણુ વધતાં બુદ્ધિ વધવા માડેછે સસારી હવા લાગવા માડીછે અને ચાર છ મહિને પોતાની માતાને ઓળખવા માડેછે તે માત્ર એટલું સમજતુ જણાયછે કે આ માતા ઉપર તેનો કાઇક આધાર છે તે છુટી પડે ત્યારે રૂવે છે અને પાસે હોય ત્યારે રાજી રહે છે માતા તરફની તેની લાગણી પ્રેમનુ સ્વરૂપ પકુ છે આહીંથી તેને આગળ ઓળખાવાની સૃષ્ટિમા પ્રસાવાની વૃદ્ધિ થવા માંડે છે પછી તેના પિતાને ઓળખવા માડે છે. અને પોતાનો પ્રેમ જે એક વ્યક્તિ ઉપર હતો તેના બે ભાગ પડેછે થોડો ભાગ પિતાને મળેછે અને બાકીનો માતાને મળે છે. ત્યારપછી ક્રમે ક્રમે વૃતિનો વિસ્તાર ઝડપથી વધેછે. ઘણા-માણસો સાથે તેની વૃતિનો સંબધ બધાય છે ઘણી વસ્તુ-ઓ તેના પરિચયમાં આવેછે. અને તેમા તેની સુખ બુદ્ધિ

## आशा

( ગતાંક પૃષ્ટ ૮ થી ચાલુ )

સદોષ દ્રવ્ય—અમુક ગ્રહસ્થપાસે પુષ્કળ ધન છે માટે તેને જંગલમા છેતરી પુષ્કળ ધન લેવરાવી તેડી જઈ ત્યા તેનું ખૂન કરી ખુબ પૈસા પડાવી લઈ હુ ધનાઢ્ય બની સુખી થાઉં થાપણ કોઈની ઓળવ્યા વિના કે ઉંચા નીચો પગ પાડયા વિના ધનવાન થવા તું નથી. માટે કોઈના બે લાખ રૂપીયા ખાતે લઇ નાસી જાઉં; અથવા કોઇને મીત્ર કરી તેના રૂપીયા ઉછીના લઇ પછી કોણ જાણે છે કહી છેતરૂ અને મારૂ ઘર ભરી આનદ કરૂ મારી પાસે ઘણુ અનાથ ફંડછે તે બધુ પચાવી પાડુ. કોઇને વેપારમા ભુલ ખવરાવી છેતરી રૂપીયા પચાવી મારૂ ઘર ભરૂ વ્યાજ સાચાં ખોટાં ગણી બમણા ત્રમણા લઇ પૈસો એકઠો કરૂ છળકપટ અને જુઠાણુ લુચ્ચાઇ ચોરી વગેરેથી ધન મેળવુ વગેરે જે ધન સચય કરવાના નીચ રસ્તાને અનુસરી ધન સચય કરનારો માણસ હોય તે પણ સદોષ ગણાય અનો તે ધન પણ સદોષ ગણાય છે.

અર્થાશા પુરૂષોમાં જેમ પાત્રપરત્વે સદોષ અને નિર્દોષ પ્રગટ થાય છે તેમ નાના બાળકોમા પણ તે અર્થાશા હોય છે તે કેવળ નિર્દોષજ હોય છે એટલે તેને અન્યનુ નુકશાન કરીપોતાનુ હિત કરવાની વૃત્તિ હોતી નથી પરંતુ કેવળ રસનાઇન્દ્રિને તૃપ્ત કરવાની પોતાની નિર્દોષ આશા હોય છે જેથી પોતાની મા ને દેખી હરખાય છે અને બે હાથ ઉંચાકરી સ્તન પાન કરવાની આશાથી તુર્તજ તે તરફ દોડવા લાગે છે; અને જ્યારે પોતાની માતા દૂર જતી રહે ત્યારે નિરાશ થઈ પાછુ રડવા લાગે છે આ છેક નાના બાળકની આશા કહી તેથી મોટી ઉમરનુ બાળક કાંઇ સમજુ હોય તેને

એવી આશા હોય છે કે કાલે મારી મા મને સારૂ ખાવાનું કરી આપશે મારા બાપા મને સવારે સુંદર અગરનો દડો લઇ આપશે જેથી તે દડાથી રમવાની ખુબ મઝા પડશે તેથી વધુ મોટી ઉમર ની આશા એવી હોય છે કે કાલે મારા ભાઈના લગ્ન છે જેથી લગ્નની ખુશાલીમાં મારા માટે સારા બાબા કરાવી આપશે સુંદર હીરકોરી ધોતીયું પહેરી લઈ આવશે, મારા લગ્ન પણ અમુક વખતે થવાના છે તે લગન થયા બાદ મને ખાનગી વાપરવા મારા બાપા મને અમુક રકમ આપશે, તેથી મારી નવી સ્ત્રી સાથે ગમ્મત કરીશ આવી આશાઓ કીશોર વયના બાળકોની હોય છે જ્યાંસુધી કમાવાની ઉપાધી નથી પડી ત્યાંસુધીના મનુષ્યોની આશા આમ પ્રાયઃ નિર્દોષ હોય છે પછી જ્યારે સ્વતંત્ર બને છે ત્યારે નિર્દોષ મટેછે કેટલાક બાળકો બાલ્યાવસ્થામાંથી સ્વતંત્ર બન્યા હોય તો તેને જુગાર વિગેરે હલકા કામ કરનારાની સંગતીથી સદોષ અર્થાશાવાન બનતા નિર્દોષ આશા નથી રહેતી અને આમ બાલ્યાવસ્થાથી દૂર થયેલી નિર્દોષ અર્થાશા લાયક ઉમ્મર થતા ક્વચિતજ પાછી મળે ન થાય છે અર્થાત્ પછી તેવો મનુષ્ય ઉમ્મર લાયક થયા છતા પણ સદોષજ રહે છે અને તેની જીંદગી પણ કાયમ તેને પરીણામે નષ્ટ થાય છે

સ્ત્રીઓની અર્થાશા—પુરૂષ વર્ગ કરતા સ્ત્રીઓને અર્થાશા વિશેષ હોય છે પરંતુ જે સ્ત્રી નિર્દોષ પતિવૃતા છે, પતિ પગાયણા છે, પતિને આધિન છે, પતિને સુખે સુખ માનનારી ને પતિને દુખે દુખ માનનારી છે તે સ્ત્રી એવી જાતની અર્થાશા રાખે છે કે મારો પતિ મારી વિદ્વત્તા વાપરી અથવા સદુદ્યોગ પરાયણ રહી સારૂ ધન મેળવે તો અમારી નાત જાતમાં આબરૂ વધે, પહેરવા ઓઢવાને મને સારા વસ્ત્રો લેવાનું મન થાય ઘરમા સારૂ સારૂ ખાવાનું કરાય, બાળક છોકરાને ઘરેણા કરાવાય, સારી ની નાને સોનાનો ઘરેણો કરાવવો છે તે જો આ ધંધામા કમાણી થાયતો કરાવાય મારે ચંદનહાર કૃષ્ણા એને લીધો છે

તેવો લેવાની ઇચ્છા થઈ છે તે જો યોગવાઈ બને તો થાય હે માતાજી! આ સાલમાં મારા પતિને એક હજાર રૂપૈયા હાસલ મળે તો આપને મોડીઓ ચુંદડી• ચડાવીશ મને ફૂલ-વાળી બંગડી પહેરવાની બહુ હોંશ થઈ છે પરતુ નાંણાં દેખ્યા વિના શાની માગણી કરૂં. આવી આવી અર્થાશા સ્ત્રીઓની હોય છે અને તે આશાને લીધે આવી આવી ઘણી માનતાઓ કર્યા કરે છે.

વ્યવહાર પક્ષમાં પુરૂષોને પણ આશા હોય છે તે એવી કે પોતાના પિતાનું ઉત્તર કાર્ય કરવા અને દીકરાના વિવાહ પ્રસંગે ... ખર્ચી પોતાની નામના કાઢવાને સર્વે પુરૂષોની આશા હોય છે તે સર્વ આશાઓ પણ દ્રવ્યના અંગમાં હોય છે.

જેમ અર્થાશા આવી આવી રીતે મનુષ્ય જાતીમાં સ્ત્રી પુરૂષ અને બાળકોને હોય છે તેવી રીતે પશુઓમાં પણ અર્થાશા હોય છે ખાણને દેખીને ભેંશ બરાડા પાડે છે. જોગાણ (ચંદી) જોની ઘોડો હણહણે છે વાછડુ કે પાડું પોતાની માતાને દેખી તેજ ઉતાવળીયુ થાવા માંડે છે. બરાડા પાડે છે ધાવવાને આતુર બને છે વગેરે પશુ વર્ગ પણ પોતાની આવી નિશાનીથી અર્થાશા બતાવે છે.

અપૂર્ણ.

---

## સત્સંગનો સદુપયોગ.

( ગતાંક પૃષ્ટ ૨૪ થી ચાલુ. )

( ગતાંક પૃષ્ટ ૨૪ થી ચાલુ. )

રાજા—હવે તે કૃપ મેલો—જો શહેર નજીક હોય તો સહી સલામત મને ત્યાં પહોંચાડો અને દૂર હોય તો તમારા ઘરમાં આજની રાત રહેવા આપજો. તમને રાજી કરીશ. લ્યો( એમ

થયો છેં. તારી ફરજ અદા કરવામા તારી [illegible] હું
અહુજ ખુશી થયો છુ ને બધા નોકરો સારૂ એ અનુકરણ કરે
એમ ઇચ્છુછુ તારા જેવા પ્રમાણીક માણસને શેહેરના રખેવાળ
તરીકે રાખવામા હું લાભ સમજુછુ. અને શહેરમા રાજના
સર્વ નોકરોને ભેગા કરી તારી હકીકત સભળાવી તે હોદાની
પાઘડી તને બધાવવા મારી મરજી છે. માટે ચાલ મારી
સાથે ! ઘોડોલઇ આવ. સુજ્ઞ વીવેકી વાચનાર ! આપ આ લેખ
પૂર્ણ વાચશો અને આપ જો અમલદાર હો તો પ્રધાનજીનુ
અનુકરણ કરશો અને તમારા ઉપરી અમલદાર અથવા તમારા
રાજાને આ દ્રષ્ટાંત વચાવી આ લેખ લખવાનો ઉદ્દેશ સફળ કરશો.

(સપૂર્ણ)



## कर्म चांडाळ ते चांडाळ के जाति चांडाळ ते चांडाळ.

( ગતવર્ષાક ૧૨ પૃષ્ટ ૯૦ થી ચાલુ )

કે જાતિ ચાડાળ તે ચાંડાળ એનો તપાસ કરી આવો. એસવા
લનો ભાવાર્થ એવો વીકળે છેકે તમે કોઇ ઉત્તમ વિદ્વાન ખોલી
તેની પાસે સત્ જ્ઞાન સપાદન કરી તમારૂ અજાન અને મૂર્ખતા
દૂર કરી આવો. તને મોઢેથી ન કહેતા જે ગૂઢ રીતે કહી શિક્ષણ
ગ્રહણ કરવા માટે આડકતરી રીતે ફરમાવ્યુ તેટલી નૃપતિની
મહત્તા સમજવાની છે એને બદલે બીજો રાજા હોય તો કોઇ
મોટી ભૂલ જોવામાં આવતા નાલાયક ગણી કાઢી મૂકે અથવા તો
દેહાન્ત શિક્ષા કરે પરતુ તારી મોટી ભૂલ જાવામા આવેલી હશે
છતા તે સહન કરી જે તને ભૂલ સૂધારવા મોકલ્યો તેને માટે
એ નૃપતિની મહત્તાને માટે કોટિશ ધન્યવાદ આપી આજન્મ
પર્યન્ત તેની મન વચન અને કાયા એ કરીને સેવા તારે કરવાની છે!

નૃપતિને પ્રણામ કર્યા પ્રધાને કહ્યું કૃપાળુ નૃપતિવર્ય ! અમારા ગુરૂએ મને જે ઉત્તમ બોધ આપ્યો તે આ મહાત્મા પુરૂષે ! તે ત્રિકાળદર્શી કે મેં તેમને પ્રુછયુ કે આ જ્ઞાન કયા સાધનથી મેળવ્યુ ત્યારે ચાંડાળે નિજધર્મ પરાયણ હુ છું તેથીજ સાધન મેળવ્યુ આમ મને જણાવ્યુ

નૃપતિએ કહ્યુ આ ચાડાળ તુ નામનેજ ચાડાળ લાગેછે પરતુ તારૂ ભવ્ય કપાળ અને આકૃતિ એ ચાડાળ જાતિને દર્શાવતી નથી. ચાડાળે જવાબ આપ્યો માનવની આકૃતિ ગુણ કર્મથી પણ જે ચાડાળ હોય તેની ચાડાળ જેવી લાગે છે પરતુ ગુણ કર્મ અને સ્વભાવ જો બ્રાહ્મ અર્થાત ઉચ્ચ હોય તો તે ઉચ્ચ અધિકારી ગણાય છે એટલે તે પોતે જો કે બ્રાહ્મણ ન ગણાય પરંતુ તે સમાન ગણાય હે નૃપતિવર્ય ઉચ્ચ જ્ઞાન વાન થવુ તે ઉચ્ચ કુળવાનથીજ બનેછે એમ ગીતાજીમા કાંઇ કૃષ્ણપરમાત્માએ જણાવ્યુ નથી અને ઉચ્ચ જ્ઞાનવાન જાતીથી બ્રાહ્મણ કે દ્વિજ હોય તેજ મારૂ પદ મેળવશે આમ પણ જણાવ્યુ નથી પરતુ

बहूना जन्मनां अंते ज्ञानवान् मां प्रपद्यते

જે જ્ઞાનવાન બનેલા હોય તે બહુ જન્મથી પણ મારી ગતી મેળવી શકે છે આ કાયદો સર્વને લાગુ પડે છે આમ્ર રસાસ્વાદનો અધિકારી સર્વ દ્રવ્ય ખરચનાર છે પરતુ જેનીપાસે દ્રવ્ય નથી તે અધિકારી જેમ નથી તેમ ઉત્તમ પદનો અધિકારી પણ જેની પાસે જ્ઞાનરૂપી દ્રવ્ય હોય છે તે સર્વ છે પરતુ જ્ઞાન દ્રવ્ય વિનાનો મનુષ્ય ઉત્તમ કુલિન છતા પણ તે પદનો અધિકારી નથી બનતો હે રાજા ! આવાં અનેક દ્રષ્ટાંત જેવું મારૂ સમજવું આપને મારી ભવ્ય આકૃતિ લાગતી હોય તો તે આ કેવળ જડ દેહની આકૃતિ નથી પરતુ

જડ દેહમાં ચેતન્યમય, સચ્ચિદાનંદમય પરમ પુરૂષનો જ્ઞાન દ્વારા જે કાંઈ વાસ હોય તેની ભવ્ય આકૃતિ છે માટે આમાં આશ્ચર્ય પામવાનું કશું નથી નૃપતિએ કહ્યું હે મહાન પુરૂષ તમે આવા જ્ઞાનવાન બન્યા તે કોના સંગથી તે કહો–ચાંડાળે જવાબ આપ્યો માત્ર પુસ્તકના સંગ સિવાય બીજો કશો આધાર નહિ મને ધાર્મિક પુસ્તક અને ધાર્મિક માનવો ઉપર આજન્મથી અતિશય શ્રદ્ધા છે મને મારા જાતિના ધંધા ઉપર વિશેષ શ્રદ્ધા ન થતા યથા લાભથી ઉદર પોષણ કરી આખો દીવસ ધાર્મિક ગ્રંથોનું મનન કરી એ દ્વારા ઉત્તમ જ્ઞાન લેવાનું વિશેષ મનના વાર છે રાજા એ કહ્યું કે ચાંડાળ તમારા ઉપર પોષણનું સાધન કરી આપતા તમે નિવૃત્ત થઇને બેસી રહો ખરા ? જવાબમાં હા પાડી રાજાએ આજ્ઞા કરી આનતી કાલથી તમને ધર્મના ઉપદેષ્ટા તરીકે ચોક્કસ એક જુદુ મકાન આપુછુ તેમાં તમારા કુટુંબ સહ રહેવું અને યથારુચી ઉપદેશ આપવો ઉદર પોષણ માટે રાજ્ય તરફથી મળશે ચાંડાળે કહ્યું આપની જેવી આજ્ઞા આમ કહી રજા લઈ પ્રધાનની સાથે તે ચાંડાળ તે પ્રધાનના પિતાને મળવા તેમને ઘેર ગયો વૃદ્ધ પિતાને પ્રણામ કર્યા સઘળી હકીકત કહી આ તેના આવા ઉત્તમ જ્ઞાનથી તેપણ નમ્ર થયા અને રાજાએ જે ઉપદેષ્ટા બનાવ્યા તથી પોતાના પુત્ર પ્રધાનને પણ તે સ્થળે ઉપદેશ લેવા જવાને તેમના પિતાએ આજ્ઞા કરી તે સ્વીકારી ચાંડાળ બીજે દીવસે નૃપતિના માન્ય ઉપદેષ્ટા બન્યો તેના ઉત્તમ ઉપદેશથી ઘણા અજ્ઞાનીઓ જ્ઞાનવાન બન્યા પોતે ઉપદેષ્ટા બન્યો હતા સર્વેને પ્રણામ કરી કહેતો કે હું જાતનો ચાંડાળ છુ તેથી ઉપદેશ દેવાને લાયક નથી છતા રાજાની આજ્ઞાથી આપુ છુ અને વ્યવહારદ્રષ્ટીએ મારા સ્પર્શ કરવા યોગ્ય નથી માટે મારા શરીરને સ્પર્શ ન કરતા માત્ર મારી વાણી સાંભળી હૃદયમાં ઉતારજો આમ કહેવાથી, કોઇ તેને

## सती कथा

( લખનાર શાસ્ત્રી શંકરલાલ જેઠાભાઈ )

( ગતાંક પૃષ્ટ-૧૬ થી ચાલુ )

તેજસ્વી સૂર્યશશીરે સારેરે, સત્ય પ્રતિજ્ઞાને પાળનારેરે,
જીતેંદ્રીય ધર્માત્મા તે અતિરે, દયા દાનમા હરદમ રતિરે ॥૧૬॥
અયોધ્યા પુરીનુ કરે રાજરે, પ્રજાના કરે ઉત્તમ કાજરે
પાળે બેટા બેટી સમ પ્રજારે, નીતિ ધર્મની રોપીને ધજારે ॥૧૭॥
આશ્રમો અને વર્ણનું હિતરે, કરવામાં સતત જેનુ ચિત્તરે
નિયમો જેના શુદ્ધ પવિત્રરે, નીતીવાન વિદ્વાનનો મિત્રરે ॥૧૮॥
બ્રાહ્મણ ક્ષત્ર્યાદિ વર્ણ અઢારરે, પાળે મર્યાદાથી સ્વ-આચારરે,
પોત પોતાની વૃત્તિમા રહીરે, ધર્મથી ચળતા કોય નહિ રે ॥૧૯॥
એ નગરના સહુ રહેવાસીરે, મહા વિદ્યાના પુર્ણ ઉપાસીરે,
આખા રાજ્યમા કો સ્થળ વિશે રે, ચોરધાડીઆ લુચ્ચા ન દીસેરે॥૨૦॥
ક્રુર કૃતઘ્ની ધુતારા ઢોંગીરે, મૂર્ખ અજ્ઞાની લપટ રોગીરે
એવા જનનું ન બીજ જણાયરે, પ્રજા પ્રેમે પ્રભુ ગુણગાયરે ॥૨૧॥
એની રાણી દયાળી કૃપાળીરે, સુશીલા ભલી શુભ ગુણવાલીરે,
ચૌદ વિદ્યાના તત્વની જાણરે, પતિસેવામાં પાથરે પ્રાણ રો૨૨॥
રાજનીતિ રીતી જાણનારીરે, રાજાને પણ પ્રાણથી પ્યારીરે,
શુભ નામ જેનું મનોરમારે, વિચીક્ષણ જાણે એ બીજી રમારો૨૩॥
પરસ્પર દંપતિ પરે પ્રીતિરે, વખાણે ડાહ્યાજન જેની રીતિરે,
ધર્મદાન ઘણાં ઘણા કરેરે, દેવ બ્રાહ્મણ ને અનુસરેરે ॥૨૪॥
રાજ વૈભવ દંપતિ માણેરે, ઉદાસી ન દીસે કોઈ ટાણેરે,
એમ વર્ષ ઘણા ગયારે, વહી જવા માડી જુવાનીજ સહીરો૨૫॥

એક દિવસ સ્વમહેલમા ભૂપરે, ગજ વૈભવ જોઇ અનૂપરે,
બેઠે રાજે અતિ એ આણી`, એવે આવ્યા મનોરમા રાણીરોર ૧,
રાજા ગમગીન શુ મોટ સ્વાયરે, અ ભ્માત મૂકે વે ફદાનરે
નાથને જોઇ મસ દિલગી રે, પૂછે મનોરમા ધરી ધી રે ॥૨૭॥

વચણ

રાજા નીલગીર જોઇને, કહે રાણી વ્યાકુળ મુખે,
અમા તમોને સાયણા, આસુ એરા શે દુખે

મનોરમા અને શશિકલા

કડરૂ રે શુ રાગ મારુ

અહો પ્રીયતમ પ્રાણ આધાર રે, શે દુખે ખેરા આસુ આવાર`,
વ્યાપ્યો રોગ શુ રે કાઈ અગ રે, કમ કારમો બદલ્યો સુરગ રે,॥૧॥
શુ શરીરમા નીકળે છે શૂળ રે, કે થતા કાઈ ખાવામા ભૂલ રે,
શુ દુખે છે પેટમા કે ગીર રે, ભડ થઇ તજો કેમ ધીર રે ॥ ૨ ॥
સાભરી આ યા શુ સ્વર્ગ વાસી રે, માત તાત કે થયા Cદાસી રે,
ખમા તમને અહો પ્રાણનાથ રે, કરે રક્ષા ત્રિલોકીનો નાથ રે ॥ ૩ ॥
એમ કહી પ્રેમે થકી વળગી રે, નવ થાય પતિથકી અળગી રે,
બોલો બોનો મારા ભરથાર રે, શુ મ લોગ બન્યો દુખમાર રે ॥૪॥
શુ આપેલુ વચન મરજી રૂપ `, ન પળાઇ રાખ્યુ કાઈ ભૂપ ર
શરણાગતની રક્ષા શુ ન થઇ રે, કે શુ વૃત્તિ કુમાર્ગમા ગઇ રે॥૫॥
આપ સત્તાનુ કાઈ માન ઘટ્યુ રે કે શુ સુખ સસાર ઘટ્યુ રે,
આપ પ્રત્યે પ્રજાનો શુ પ્રેમ રે, ઉતરી ગયો દુખ થાય જેમ રે
આવી ખોટ ખજાને આ વાર રે, કેશુ ચૂકયા કાઇ વ્યવહાર ` ૬
ધાતુ ર ન અને રસ ગધ ` ધારા ફળતી શુ થઇ બધ રે,
કેશુ શત્રુએ દેશ દબાવ્યો `, ભૂંડો મ દેશો શુ કોઇએ માંડ્યો રે ૭

ઇશ્વરીનો અજાણે શું વાક રે, થયો કે શું દુભાયકો રંક રે;
પાલ્ય જીવ પલાઇ ન શક્યા રે, કે આવેશમાં વિપરીત-બકયા રોટા
પુણ્ય રૂપ જે રાજ બંધન રે, તે શુ ત્રુટયું કે કચવાઓ મન રે,
પ્રજામાં શું અધર્મ ફેલાયો રે, કે શુ અપજશ જગમાં ગવાયો રે.૯
થવા માંડયો શું વિદ્યાનો લય રે, કે શું ધર્મસભા પામી ક્ષય રે;
શુ નારી પતિવ્રત છોડનારી રે, ઉપજી પ્રજામાં દુઃખકારી રે ૧૦
અજાણે શું કો અન્યાય થયો રે, નિરપરાધી શું માર્યો ગયો રે;
મારી સામું જુઓ પ્રાણનાથ રે, યથારથ કહો દાસીને વાત રે. ૧૨
દાસીપર રાખી પૂર્ણ વિશ્વાસ રે, કહો કેમ મૂકો છો નિશ્વાસ રે;
થોડી વાર પછી વદે રાય રે, પ્યારી તુથી શુ છાનું શું રખાવય રે ૧૩
સતી તેં જે બધાં દુખ લેખ્યાં રે, તે કદી સ્વપ્ને મે નથી દેખ્યાં રે;

---

## मनुष्यत्व.

( ગતાંક ૧૨ પૃષ્ટ ૯ થી ચાલુ. )

ગર્દભ પાસેથી લેવાના ત્રણ ગુણો.

ગધડાનો ત્રીજો ગુણ. ससंतोषस्तथा नित्यं એટલે હમેશાં ગમે તેવો ખોરાક મલે તેથી સંતોષ માનીલો સારાં લીલાં ખડ મલે તો તે પણ ચરે અને કાંઇ નમલે તો ગમે તેવો કૂચોપણ ખાઇ ને પેટ ભરે અને સંતોષવાનૂ બની કાયરત બને

સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થયેલ શાંત વૃત્તિવાન જે સુખ મેલવે છે તે સુખ ધન લોભથી વ્યાકૂળ થૈ આમ તેમ દોડનાર મનુષ્યો મેળવી શકતા નથી અસંતોષ વૃત્તી ધારણકરી દોડનારને પણ પ્રભૂ આપેછે અને સંતોષ વૃત્તી રાખી સ્થિર રહેનારને પણ ઇશ્વર આપેછે તે પણ કદી ભૂખથી પીડાતો નથી.

अप्रार्थितानिदु खानियथेवायान्तिदेहिना

सुखान्यापितथायांतिदैन्यमत्रातिरीच्यते

અપ્રાર્થિત દુ ખો જેમ ઓચિતા આવીને નડેછે તેમજ ઇશ્વર ઘટમાલમા સુખોનુ પણ નિર્માણ કર્યું છે તો તે પણ અનાયાસે આવેછે એટલે તેને આમત્રણ કરવુ નથી પડતુ પરતુ ધીરજ ન રહેતા અમતોલવાન બની મનુષ્ય નાહક દીનતા કરી અત.કરણમા સતાપ કરેછે

तेजन्या पुण्यभाजस्तेनैस्तीर्ण क्लेशसागर॰

जगत्समोहजननायैराशाशीविषीजिता

જગતમા તેજ ધન્ય ભાગી અથવા પુણ્યવાન ગણાય છે અને તેણેજ કલેશ રૂપી મહાન સાગરનુ ઉલઘન કરી સુખ પ્રાપ્ત કર્યુ છે કે જેણે જગતને મોહક આશા રૂપ સર્પિણીને જીતી છે અર્થાત સતોષ વૃત્તી ધારણ કરી જેણે દ્રવ્યોપાર્જન કરવા માટે કલેશ કર્યો નથી તેજ ધન્યવાદને પાત્ર છે

अकिंचनस्यदातस्यशातस्यसमचेतस

सदासतुष्टमनस सर्वा सुखमयादिश

જે નિષ્કીચન હોય, દાત હોય શાત હોય અને સર્વ ઉપર મ રખી ભાવના રાખનાર હોય તેમજ સદા સતોષ વૃત્તી રાખનાર હોય તેને સઘળી દિશાઓ સુખમયજ છે નિકિચન ને માત્ર ઉદર ભરણાની ઉપાધી શિવાય બીજી ઉપાધી હોતી નથી હવે તે ઉપાધી તરફ બેદરકાર રહે અને

योमेगर्भगतस्यापिवृत्तिक्लिपितवान्प्रभु

शेषवृत्तिविधानायसकिंसुप्तोथवामृत

આમ ધારણા કરે કે જેણે હુ માના ઉદરમા ગર્ભ રૂપે હતો ત્યારે મારે માટે ખોરાક કલ્પેલ છે અને તે ખોરાક તે

# જેમંગળા હાથીની વારતા.

સદરહુ બુકમાં નીચેની બાબતો વરણવામા આવલી છે, જે રોયલ સોળ પેજી દસ ફારમની બુક છે.

મહાન પરાક્રમી ક્ષત્રી પરાક્રમ, શુરાતન, સાહસ. ધૈર્યતા ચતુરી, હિમ્મત, ક્ષત્રાણીઓની ટેક, હિમ્મત, ડહાપણ, પાવત્રપણુ. શુરવીર ક્ષત્રી બચ્ચાની હિમ્મત, પરાક્રમ, કિશોર વયમાં બ્રહ્મ સ્ત્રી હત્યાના બચાવ માટે સાહસ, દારયાઇ મુસાફરી અને મગરમચ્છના પેટમાં સપડાવુ, પ્રભાવતીનુ મળવુ, જેમંગળા હાથી સાથે યુદ્ધ, દિવ્ય સુંદરીની મુલાકાત બન્ને રાણીઓ સાથે પાછા ફરવુ, લુટારાઓનુ મળવુ, રાણીઓનુ હરણ, સરપડેસ, અબધુતની મુલાકાત લુટારાઓના કોમળ બનેલ અતઃકરણ, લુટારાઓનુ મળવુ, રાણીઓની મુલાકાત, રણસીહજીની મુલાકાત ગાદીએ બેસવુ કમબખત ડોસીનુ મળવુ, રાણીઓનુ ભાળવાવુ વજયાકુવરીનો સ્વયંવર મડપ, પોપટ બનવુ, વીજ્યાકુવરીનુ આણુ.

આ વાર્તા આનદ સાથે એટલી બધી તો બોધદાયક છે, કે એક વખત હાથમા લીધા પછી પુરી કર્યા સિવાય હાથમાંથી છોડવાનુ મન થશે નહી એટલુજ નહી પરતુ ફરી ફરી વાચ્યા સિવાય રહેવાશે નહી. કીમત આઠ આના.

**દુલભજી જુઠાભાઇની કંપની.**
**ઠે૦ ભુલેશ્વર, મુંબઈ.**

રજવાડી પાઘડી બનાવનાર વેચનાર ભાડે આપનાર—મુબઇ

**મળવાનુ ઠેકાણુ**—દરેક બુકસલરને ત્યાંથી મળશે બુકસેલર તથા જથાબધ મગાવનારને સારૂં કમીશન આપવામાં આવશે.

DOOLABHJEE JOOTHABHOY & Co

BHULESHWAR,

**BOMBAY**

---

# વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઔષધાલય

**આર્ય ઔષધોનો ઉત્તમ સંગ્રહ.**

જેને માટે પુના તથા અમદાવાદ એક્ઝિબિશન તરફથી સોનાનો ચાદ તથા રૂપાના ચાદો અને ફર્સ્ટ કલાસ સર્ટીફીકેટ મળેલા છે તથા રાજકોટ એક્ઝિબિશન તરફથી ફર્સ્ટ કલાસ સર્ટિફિકેટ મળેલા છે જુદી જુદી અમુલ્ય ભસ્મો, રત્નો પરત્લ, ચૂર્ણ, ગુટી, અવલેહ, રસાયનો, મજન, અજન, મુરબ્બા, પાક, લેપ, ક્વાથ, તૈયાર મળે છે.

રોગની હકિકત લખવાથી યોગ્ય ઉપચાર મોકલવામાં આવે છે.

**ઠે૦ અનંતવાડી, ભુલેશ્વર, મુબઈ.**

# સપટ કંપનીની

## જગ પ્રસિદ્ધ દવા.

---

સપટ કંપનીના માલેક
વૈદ પુરૂષોત્તમ નેણશી
દુકાન નં. ૨૫૮-૨૬૧ કાલબાદેવી રોડ બુદ્ધિવર્ધક સ્કુલ સામે મુંબઈ

## સપટ કંપનીની હરસની ગોળીઓ

આ ગોળીઓથી ગમે તે જાતના લોહીઆર હરસ કે સુકા મસા કે હરસ સારા થાય છે. હરસ મસા તરત બંધ થઈ બેસી જાયછે, ઝાડો સાફ લાવે છે, ભુખ લગાડેછે, મસામાં થતી વેદના બંધ થાયછે. દરદનો મુળ સુધા નાશ કરેછે ત્રણ દીવસમાં ફાયદો થાયછે. કીમત ગોળી ૫૦ ની શીશી એકનો રૂપીઓ એક

વાપરવાની રીત—દીવસમાં બે વખત દર વખતે ગોળી બે સવાર સાંજ ઠંડા પાણીથી લેવી.

હરસનુ મલમ—શીશી ઔંસ ૦ાાં (અરધાની) નો રૂ. ૦ાા દોઢ
વાપરવાની રીત—હરસ મસાપર લગાડવું.

૧ સરટીફીકેટ—અમરેલી ખાતેથી એઝીક્યુટીવ એન-જીનીયરની ઓફીસમાથી શેઠ દામોદર બાપુજી લખી જણાવે છે, અમરેલી તા૦ ૧૨--૮--૧૯૦૦--વ્હાલા મી૦ સપટ, મારા એક મીત્ર મારફતે મે તમારી હરસની ગોળીઓ મંગાવી હતી અને છેલ્લા પખવાડીયાથી હું તેનો ઉપયોગ કરૂં છું; અને હાલને માટે મને સંપૂર્ણ ગુણકારી નીવડી છે અને મને આશા છે કે તે મને કાયમને વાસ્તે આશીરવાદ રૂપ થઇ પડશે છેલ્લાં ચાર વર્ષ થયા એ રોગની બીમારીથી હું પીડાતો હતો. પણ તમારી ગોળીઓથી મને બેશક મોટો ફાયદો થયો છે મહેરબાની કરી ને એ ગોળીઓની એક વધુ શીશી ટપાલ મારફત મોકલી આપશો એજ.

તા૦ ૬૦ મહેરબાની કરી ઉપલી શીશી સાથે તમારા વાયુના તેલની શીશી એક તથા દંતમંજનની શીશી એક પણ મોકલશોજી.

આર્યધર્મપ્રકાશ.

પુસ્ત- [illegible] મુ ]    વઇશાખ સંવત ૧૯૫૮    [ અંક ૭મો

## ॥ यतो धर्मस्ततोजय ॥

### जीवन प्रद आशा

राग आशा

त्रिताल

आशा तु सहु जनने बचावे,
जीवन सींची जन अन्तरमा,
मन आनंद रचावे — आ टेक
शुष्क थयेली पुष्पलताने,
ज्यम जळ नित्य बचावे
त्यम जळ जीवनमय तु जनने
विकसीत मन तु बनावे — आ, १
अमृतमय बना शशिसम निशदिन
शीतळता प्रसरावे
पोषकपय [illegible] नम [illegible]न जनन,
नष्ट करी [illegible] मचावे — आ २

आनंदे अति मस्त बनावी,
विधविध नाच नचावे,
दामोदर सुखमय सहु आशा,
अगणित धन खरचावे. आ. ६

## व्याख्यान माळा.

पुरंजनाख्यान.
લેખક શાસ્ત્રી દામોદર કાનજી.
मगळ.

### કલ્યાણ ત્રિતાલ.

મંગલકારક તમારૂ છે પ્રભુ નામ
ત્રિગુણાતીત વિભુ પરમ કૃપાળુ,
જન મન આત્મ વિરામ મં ૧
અખંડ ઈશ્વર છો અવિનાશી,
આપે પરમ સુખ ધામ. મં ૨
દામોદર કરૂણા ઘન ઈશ્વર,
ચરણ નમુ ઘનશ્યામ. મં ૩

सत्व रज स्तम इति गुणा प्रकृति सम्भवा

જગત્ સૃષ્ટા શ્રી પરમાત્મા પોતાની પ્રકૃતિ ( માયા )ના યોગથી અહંકાર ઉત્પન્ન કરે છે અર્થાત ઇશ્વર ( જીવ ) પ્રકૃતિ ( માયા ) મય થતા મમત્વવાન બને છે હવે તે મમત્વના ત્રણ ભેદો પાછા થાય છે એક સત્વમય મમત્વ, રજોમય મમત્વ, અને તમોમય મમત્વ. ઇશ્વરે માત્ર મમત્વનાજ ત્રણ ભેદો કલ્પેલ નથી. પરંતુ ઘણી ખરી સંકલ્પનાઓ ત્રયાત્મક છે ઉદાહરણ ત રીકે ઇશ્વર પોતેજ બ્રહ્મા, વિષ્નુ અને શંકર આમ ત્રયી છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન આમ કાળના ભેદ ત્રણું છે સંચિ-ત, પ્રારબ્ધ અને ક્રીયમાણ પુણ્ય, પાપ અને મિશ્ર, વગેરે

કર્મોના વિભાગો પણ છે માનવાનિા શરીરના સ્થુળ, સૂક્ષ્મ અને કારણ આમ ત્રણ ભેદો છે આમ અનેક ત્રયાત્મક સ્વરૂપ સર્વ જગતનુ ઇશ્વરે નિમાણ પ્રકૃતિ દ્વારા કરેલ છે જેમા પ્રથમ સત્વાદિ અહંકાર ત્રયનુ નિર્માણ કરેલ છે અને તેની સૃષ્ટી ઉત્પત્તિનુ મૂળ કરેલ છે તેમા

सव द्वारेषु देहेस्मि प्रकाश उपजायते,
ज्ञान यदा तदा विद्या द्विवृद्ध सत्व मित्युत

भगवद्गीता

આપણા દેહના જે કાઈ કર્તવ્ય કરવાથી સર્વ દ્વારો જેવા કે આખ, કાન, નાક, મોઢુ વગેરે સપુર્ણ રીતે જરા પણ ન સકોચાતા પ્રફુલ્લિત થાય અને ઉત્તમજ્ઞાન મળતા જ્યારે આપણુ મન પ્રફુલ્લિત થાય ત્યારે આપણામા સત્વગુણ વધ્યો એમ સમજવાનુ છે અને

लोभ प्रवृत्ति रारम कर्मणा मशम स्पृहा
रजस्येतानि जायते विवृद्धे भरतषभ

भगवद्गीता

શરૂઆતમા કર્તવ્ય કરવાની અત્યત તૃષ્ણા થાય અને લોભ તરફ પ્રવત્તિ થાય અર્થાત કર્તવ્યમા લક્ષ રાખ્યા કરતા તેના ફળમા વિશેષ લક્ષ રહે જેથી ફળમાજ વિશેષ મન ખેચાય છે તો જે કાઈ કર્તવ્ય કરવાનુ મન થાય તે કર્તવ્ય કેવલ સ્વેષ્ટ ન હોય તો તેવા કર્તવ્યો કરનાર મનુષ્ય રજો ગુણી જાણવો તેમજ

अप्रकाशो प्रवृत्तिश्च प्रमादो मोह एवच
तमस्येतानि जायते विवृद्धि कुरु नदन

भगवद्गीता

જે મનુષ્ય અજ્ઞાન મય હોય આળસુ હોય અથવા અકર્તવ્ય કર્મમા પ્રવૃત્ત હોય, તેમ અઘટિત કે ઘટિત વસ્તુનુ ભા

ન હોવાથી દરેક ઉત્તમ કે અધમ કર્મ કરવામા મગ્ન થઇ તેવા કર્તવ્યમા ધર્મ કાર્ય સમજતો હોય તે મનુષ્ય તમોગુણી જાણવો ખરૂં જોતાં સત્વગુણી અને રજોગુણી કરતા તમોગુણી મનુષ્ય દયાને પાત્ર બને છે કારણ તે જે કાંઇ કર્તવ્ય કરે છે તે કેવળ પોતાની મૂઢ બુદ્ધિથીજ પરતુ જાણીને નથી કરતો તો તેવાને જે કાંઇ બોધ આપવો તે તદન આંધળાને નવી ચક્ષુ આપતા જેટલુ પુન્ય થાયછે તેટલો પુન્યવાન તમોગુણી ને બોધક બનેછે એક વખત આ વિચાર નારદજીના મનમા આવ્યો જેથી કેવળ અજ્ઞાનમય કર્મ કરનાર પ્રાચીન બર્હિષ્ટ નામના એક રાજાને તેણે અજ્ઞાન નાશક બોધ આપવા માડયો

ननु प्रकाशेन विक्षिप्त तारका
प्रभात कल्पा शशिनेव शर्वरी

અરૂણોદય થવાથી અને સહજ પ્રકાશ વધવાથી આકાશમા ઝાંખા ઝાખા થોડાક તારાઓ દેખાતા હતા. ચદ્ર ક્ષીણ તેજવાન બન્યો હતો પોતપોતાના માળામાં બેઠેલાં પક્ષિઓનો કોલાહલ થઈ રહ્યો હતો, વર્ષાઋતુ હોવાથી ક્ષણે ક્ષણે ગગનમાં ગર્જના થતી હતી શાસ્ત્રનો લેખ છે કે

दपती कलहश्चैव प्रभाते मेघ गर्जना
बालाना रुदन चैव परिणामे निरर्थक

ઉપરના શ્લોકમા જણાવેલ ત્રણ ક્રિયાઓનુ કશુ પરિણામ જ હોતુ નથી તે એ કે સ્ત્રીપુરૂષનો કલહ, પ્રભાતની મેઘની ગર્જના અને મેઘનો આડંબર તથા બાળકોનુ રૂદન એટલે કે સ્ત્રી પુરૂષોનો સહજ વિનોદ કરતા પણ કલેશ થાય છે પણ પાછુ કશુ પરિણામ હોતુ નથી, સવારમા જે મેઘની ઘટા હોય તેથી કે તેની ગર્જના થતી હોય તેથી વરસાદ ન થતા થાપા વાદળા વિખરાઇ જાય છે ને બાળકો વારંવાર રૂદન કરે અને કોઈ કાઇ નવિન વસ્તુ બતાવે એટલે છાનુ રહે આમ-જે

આ પ્રસ્તુત વિષયમા પ્રભાતનો વરસાદનો ડોળ હતો એમ જણાવેલ છે તેનુ તાત્પર્ય એ કે વર્ષા ઋતુ છ તા આ સ્થળે માત્ર વરસાદ થવાનો ડોળ માત્રજ હતો પણ વરસાદ પડતો નહતો જે દુકાળના ચિન્હો માલમ પડતા હુ તા અને તેને પરિણામે પ્રભાતના ચદ્ર માફક તે સ્થળનો રાન્ન ક્ષીણ તેજવાન બનેલ હતો તેમજ પ્રભાતના તારાઓ માફક પ્ર જાવર્ગ પણ ક્ષીણ તેજસ્વી બનેલ હતો તેમજ તેની અવસ્થી જેમ સવારમા કેટલાક તો સાવ લોપ થઇ ગયેલા હતા અને બી જા બાકી રહેલા તારાઓ જેમ લોપ થવાની તયારીમા હતા ત મ પ્રજાવર્ગમા ભુખને લીધે કેટલા મનુષ્યો નાશ પામ્યા હતા અને કેટલાક નાશ પામવાની તૈયારીમા હતા

મારા પ્રિય વાચકને હવે આરામખુરશી ઉપર બેસારી એકાગ્ર ચિત્તવાન કરી બાહુભિક્ષ યુક્ત શહેરના અજ્ઞાન ધ્વાતથી અધ બ નેલા તમોમય રાજાનુ નામ આપી રસીલી છતા અધ્યાત્મ ના નપ્રદ નારદ પ્રેરક કથાનો આરંભ કરૂ છુ મારા પ્રિય વાચક! એ અજ્ઞાનમય પ્રાચિન બહુષ્ટિ રાજા હતો જે નામ મે શરૂઆત મા આપેલ છે એ રાજા તમોમય કર્મમા પ્રમત્ત હતો અને સવા રે અત્યત વિચારમા પડેલો અને દુકાળને લીધે અકળાએલો તે રાજા પોતાના બગીચામા જાહેર મેળો ભરી દેવીને પ્રસન્ન કર વા માટે અને વરસાદ લાવવા માટે અનેક પ્રાણીઓની હિસા ક રી તે પ્રાણીઓના માસ વડે દેવીને બલીદાન આપવા માટે અને હોમ કરવા માટે તૈયાર થઇ બેઠો હતો આવે પ્રસગે આકાશમા થી ધ્વનિ આવ્યો હે રાજન

મરાઠી સાખી

શાને અઘટિત કર્મ કરે વિષયમા મગ્ન થઇ શુ ફરે?

આ અવાજ સાભળી રાજા ચમકયો, ચારે તરફ દષ્ટી કરી પરતુ કોઇ દેખાયુ નહિ—મૂઝાયો—કોણ હશે તે ॥ વિચા રમા પડ્યો તેટલામા

*विपंची रव सारज्ञ' नृपंची रवसांवर'*

વીણાના નાદના સારને સંપૂર્ણ રીતે જાણનાર અને સર્વ યોગધારીમાં શ્રેષ્ટ નારદજી હાથમાંહેની વીણાનો નાદ કરતા કરતા માત્ર મૂઢ બનેલ રાજાનુ કલ્યાણ કરવા માટે અને સન્માર્ગ દર્શાવવાનેજ માટે તે નૃપતિ સમીપ આવ્યા અને કહેવા લાગ્યા, હે રાજન્, તું માત્ર તારી અજ્ઞાન બુદ્ધીથીજ આ કર્તવ્ય કરેછે જે કર્તવ્યને તું ઉત્તમ ફળપ્રદ માને છે તેજ તને નરકમાં નાખનાર અને આવો દુકાળ પ્રગટ કરી તારી પ્રજાને દુઃખકારક થાય છે એમ તું ચોક્કસ જાણ? નારદનાં વચન સાંભળી મૂઢ બનેલ રાજા આ પ્રમાણે બોલ્યો—

न जानामि महाराज परंकर्मापविद्वधी :

હે મહારાજ, આવાંજ કર્મોથી મૂઢ બુદ્ધીવાન બનેલો હું શેમાં શ્રેય છે અને શેમાં અશ્રેય છે તે સમજતો નથી માટે આપ કૃપા કરી કહો. નારદજી એ કહ્યું, હે રાજન્ ! જગત્માં કર્તવ્ય કર્મના ત્રણ જાતના ભેદ હોય છે તેમાં જે કર્તવ્ય કરવાથી આપણું મન રાજી થાય અને લોક આપણાં વખાણ કરે તેમ જે કર્મમાં ફળની તૃષ્ણા રાખ્યા વિના માત્ર યોગ્ય કામનો જ ઉત્સાહ વધે તે કર્મવાન્ સત્વ ગુણી સમજવો. અને લોભમય હોવાથી કર્મ પણ આરંભે આનંદપ્રદ છતાં અંતે વિષપ્રદ બને તેવાં કર્મકારક રજોગુણી સમજવો, તેમજ જે કર્મ અજ્ઞાન જન્ય હોવાથી આરંભમાં પણ મોહજન્ય દુઃખમય અને અધમ હોય તથા જેનું પરિણામ પણ દુઃખમય હોય તે તેવાં કર્તવ્ય કરનાર તમો ગુણી સમજવો. હવે આમાં તું તમોગુણમય કાર્ય પ્રવર્તક હોવાથી તમોગુણી ગણાઓ છો જેથી તું આરંભમાં અને અંતમાં પણ દુઃખજ દેખે છે. હે રાજન્

सत्वं लघु मकाशक मिष्टम् उपष्टम्भकं चलंच रजः गुरुणा वर्णक मेव तम. प्रदीप वच्चार्थ तो वृतिः

**सांख्यकारीका.**

સત્વગુણ વજનથી હલકો ગણાય છે, જેથી ઉંચી ગતિ પ્રદ ગણાય છે, ઉજ્વળ કાંતીવાન હોવાથી પ્રકાશક ગણાય છે, અને સર્વને પ્રીય લાગે તેવો હોય છે રજોગુણ મનુષ્ય માત્ર ની વૃત્તિઓને ચચળ બનાવી કર્તવ્ય કર્મપ્રેરક બને છે અને મધ્યમ સ્થિતપ્રદ છે તેમજ તમોગુણ ગુરૂ (વજનવાળો) ભારે હોવાથી અધોગતિ (નરક) પ્રદ બને છે અને અજ્ઞાનમય હોય છે હવે આ ત્રણે ગુણો તુ કેવળ તમોગુણી હોવાથી માત્ર અજ્ઞાનીજ છો તો તારે ત્રણે ગુણનો અનુભવ કરી પછી શ્રેષ્ઠ પદ પામવા માટે ત્રિગુણાતીત થવાની જરૂર છે જો મનુષ્ય ત્રિગુણી હોય તો તે ત્રણે ગુણો ભિન્ન પ્રકૃતિવાન છતા દીપકની પેઠે અમુક કાર્ય માફક બને છે જેમ કે દીવામા અગ્નિ, રૂનીવાટ અને તેલ એ પ્રકૃતિવાન છતા એને યુક્તિ પુર્વક યોજતા તે ત્રણેના એકત્ર પણાથી અધારૂ મટી ઉજાસ થાય છે તેમ સત્વગુણરૂપ અગ્નિ, રજોગુણરૂપ વાટ અને તમોગુણરૂપ તેલનો યુક્તિ પુર્વક સયોગ કરી અજ્ઞાન રૂપ અધારૂ દુર કરી પછી ત્રિગુણાતીત થવાની જરૂર છે. આમ કરવાથી તારો મોહ અને વિષયમા દૃઢ લાલસા દુર થતા તુ નિર્મળ થઈશ કારણ

यत्रहोव भव मिथ्या गुणत्रय विनिर्मित

अस्य दृष्टा गुणातो ता नित्योचे कश्चिदात्मक

જ્યારે એ ત્રણે ગુણોના કર્તવ્ય કર્મા પણ અને ત્રણ ગુણથી નિર્માયેલ જગત જ્યારે મિથ્યા ભાસશે ત્યારે એ સત્યને દૃષ્ટા ચિદાત્મક ત્રિગુણાતીત એક અજન્મા ઇશ્વરનો હૃદયમા પ્રત્યક્ષ આભાસ થશે તે વિના નહિ થાય. હવે એ ઇશ્વર એટલે શુ તેની પણ તને ખબર નહિ હોય માટે તેની સ્પષ્ઠ સમજણ આપવા માટે હે રાજન્ તને જે વિષય અતિ પ્રિય છે સ્રુગાર રસનુ વર્ણન કરી અધ્યાત્મ જ્ઞાનથી બોધપ્રદ એક ઇતિહાસ કહ્યુ તે તુ સાભળ,

आसित् पुरंजनो नाम राजा राजन् बृहच्छ्रवा
तस्याविज्ञात नामासित् सरवाविज्ञात चेष्टित

૧ પુરજન કરીને એક રાજા હતો તેનુ બીજું નામ બ્રહત્‌શ્રવા હતુ જેવી ચેષ્ટાં કોઇ ન જાણી શકે તેવો અવિજ્ઞાત નામનો એક મિત્ર હતો     દ્દા. કા.

અપુર્ણ.

---

## सतिकल्पलता.

### मदालसा

(ગતાંક પૃષ્ટ ૨૪ થી ચાલુ)

બચાવ,મને છુટી કર ! આમ કાલાવાલા કર્યા છતાં નિર્દય કઠોર હૃદયના રાક્ષસને જરા પણ દયા ન આવી અને પોતાના આવાસ સ્થળે લઇ જઇ બળાત્કાર કરવા લાગ્યો. એક વખત મે એને વૃતને બાહાને ઠગીને માહારૂં શીયળ સાચવેલ જેથી આ વખતે તે ઠગાય એમ લાગ્યુ નહિ અને બોલ્યો "આજ માઠ લાગમાં આવી છો ! તે મને પહેલીવાર છેતર્યો હતો તેમ હવે છેતરાઉ તેમ નથી અને હવે તને છોડનાર નથી" આમ કહી જ્યા મારી પાસે બળાત્કાર કરવા માટે આવવાને દોડયો તેવામા મહાન વિક્રાળ બે પુરૂષોએ એકદમ ત્યા આવી તેને પકડી બાંધી મૂકયો અને મને હિમ્મત આપી કહ્યુ કે, બેટા ! ગભરાઇશ નહિ અમો તારૂ રક્ષણ કરવા માટે શ્રી પરમાત્મા શકરની આજ્ઞાથી આહી આવેલા છીએ; હવે તારી શી ઇચ્છા છે તે કહે ! એ વચન સાભળી મને હિમ્મત આવી, જેથી તે પુરૂષોના ચરણમાં પડી, પ્રણામ કરી, આ પ્રમાણે કહ્યુ—હે દયાળુ દેવગણો ! આપ મારા પિતા તુલ્ય છો તો હવે આપ મારા પ્રાણપતિ સાથે મેળવો તો મહાન ઉપકાર માનીશ. કારણ

न धन न धरा न धाम वा न च राज्य
न सुखानि सपद

મને ધન, ધ ણી, ધામ, રાજ્ય કે અ ય ગમે તે સુખ સ પત્તિ પ્રાપ્ત થતી હોય તો પણ તેની મને દરકાર નથી, તેમ તૃષ્ણા નથી, માત્ર પતિ સેવાની દરકાર અને તૃષ્ણા છે માટે તે મેળવી આપો હુ વારવાર આપ ચરણમા પ્રણામ કરી એજ વ રદાન માગુ છુ આવા મારા વચન સાભળી મને કહ્યુ કે બેટી! ચાલ તારે જો એજ તૃષ્ણા હોય તો તારી તૃષ્ણાનુ અમે શકર ની આજ્ઞાથી નિવારણ કરશુ આમ કહી મને જમનાજી સમી પના પાતાળમા રાખી હતી ત્યા થોડા દીવસ રાખ્યા બાદ આ પના મિત્રના પિતા અરજક શકરની ઉપાસના નિમિત્ત શક ની આજ્ઞાથી મને શકર ॥ ગણોએ યમુનાજીની વચમાથી બહાર નીકળવા આજ્ઞા કરી, જેથી તે પ્રમાણે તેઓને આધારે જળ ઉ પર આવી તેવામા જે અરજક શકરનો માગે માટે જપ કરતા હતા તે, મારો પુકાર સાભળી, સાવધ થયા અને હિમત આની, પોતે જળમા પડી મારી પાસે આવી મને બહાર કાઢી ને પોતાને સ્થળે લાવી, મારી આપને મળવા ॥ અત્ર ન અ કાના બતાવતા તેઓએ જન્મ પર્યત ઉપકાર મારી ઉપર કરી, આ પના દર્શન કરાવ્યા અને આ મહાન સુખને પ્રાપ્ત થઈ નાથ! આપને આબીજી વખત પ્રાર્થના કરી કહુ છુ કે હજી આ પે સાવધ રહેવાનુ છે કારણ આપણો શત્રુ હજી જીવતો છે બીજી વખત ઠગાશો નહીં ઋતુધ્વજે તે વચનો કબુલ રાખ્યા અને બન્ને જણા સુખે વિશ્રામ નિર્ગમન કરવા લાગ્યા

ગામમા આનદોત્સવ થયા બાદ તે ઋતુધ્વજના પિતા વિશ્વજીતે, પુત્રના આગમનની ખુશાલી નિમિત્ત, બ્રહ્મભોજન, એક દિવસ કરવાનો આરભ કર્યા સાજ વખતે બ્રાહ્મણોની પક્તિ જમવા બેઠેલી તે વખતે પાતાળ કેતુરાક્ષસને ત્યા આવી

તમામ બ્રાહ્મણોની પાતાળમાંથી લાકુ ઉપાડી. ખાઈ ગયો અને બ્રાહ્મણોને ભૂખ્યા રાખ્યા. આથી મહાન હાહાકાર થયો. આ ખબર ઋતુધ્વજને થતાં એકદમ ત્યાં આવ્યા અને દુષ્ટ રાક્ષસને નહાનેસથી ચોટલેથી પકડી, ધરતીપર પછાડી, ગદાવતી તેનુ માથું છુંદી નાંખી, તેનો જીવ લીધો. મહાપાપી રાક્ષસનું મરણ થતાં સર્વે સ્થળે આનંદ મંગળ થયો. બ્રાહ્મણોએ ઋતુધ્વજને સ્વસ્તિ વાચનથી તેનો અભિષેક કર્યો અને શાંતી સુક્તથી તેને આશિર્વાદ આપ્યો; સર્વે સંપૂર્ણ પ્રસન્ન થયા.

પછી તેજ દીવસે તમામ બ્રાહ્મણો અને પ્રજાઓએ, વિશ્વજીત રાજાને વિનતિ કરી કે આપનો કુમાર યુવરાજ પદને લાયક છે અને મહા પરાક્રમી છે: તેથી આજેજ તેને રાજ્યાભિષેક કરો. પ્રજાના વચનો માન્ય કરી. ઋતુધ્વજને રાજ્યાભિષેક કર્યો, જેથી આનંદમાં વધારો થયો. તમામ પ્રજા વર્ગો નવા નૃપતિના ચરણમાં પ્રણામ કરવા લાગ્યા અને તેમના નામનો જય બોલવા લાગ્યા.

વાચક વર્ગ! લાંબા વખતથી ચાલતી આ વાર્તા આજે પુરી થાય છે. આમાથી લેવ [illegible] ને [illegible] બોધ લેવાનો છે જે કોઈ મારી બહેનો આ વાર્તા વાચના હોય તેણે મદાલસા જેવી પતિભાવ લાલસા રાખવી એવી મારી પ્રાર્થના છે. પુરૂષે એક સ્નેહમા ભિન્નત્વ ન થાય તેવી રીતે ઋતુધ્વજનુ અનુકરણ કરવાની મારી પ્રાર્થના છે, ઋતુધ્વજ માત્ર મદાલસા સાથે સ્નેહ દ્રઢ બંધાયેલ હોવાથીજ વેલો બનેલો. જો કે પોતે રાજકુમાર હોવાથી મદાલસા જેવી બીજી સ્ત્રીઓ તેને મળત ખરી પરંતુ

अंगीकृतं सुकृतिनः परिपालयन्ति

દ્રઢ મન વાળા ઉત્તમ પુરૂષો, જેની સાથે સ્નેહ બાંધે છે તેનેજ મરણ પર્યંત આત્મ તુલ્ય ગણે છે તો તે ઋતુધ્વજ માફક ઉત્તમત્વ સ્વિકારવા મારી લળાસણ છે.

ત્રીજુ એ જણાવવાનુ કે મિત્ર કરવા તો અરજણ કુમારો જેવા કરવા કે જેથી અકટ સમયે ઉપયોગી થઇ પડે, તેજ સાથે એ પણ જણાવવાનુ કે, નતુર્દનજ મન્ક શત્રથી ગાફલ પણ રહેવુ નહી મદાલસા એ કહેલ છતા ગાફલ રહ્યાતો આન્દ્ર દુખ ખમવુ પડયુ શિવાય પુષ્કળ બોધ લેવાનો છે તે યથા રૂચી લેવો તથાસ્તુ

દા. કા




પ્રબોધ ચન્દ્રોદય

(વાર્તિક)

(ગતાંક પૃષ્ઠ ૪ થી ચાલુ)

વિવેકે ઉત્તર આપ્યો પ્રિયા એ માયા વેશ્યા સરખી છે કારણ તે પોતાના " કર્તૃત્વ " પોતાના રૂપનુ અભિમાન કટાક્ષ, પટુતા, અને અન્ય મોહપાશાદિ નાખવા ઈ વેશ્યાના જેવી ક્રીયાથી પરમાત્માને ઠગેછે અને સ્વયપ્રકાશી નિર્ગુણી નિર્લેપ તે પરમાત્માને સ્વીકારી સગુણી અને પોતામા આસક્ત કરેછે તો પણ આ પણે એટલુ તો સમજવાનુ કે જેમ સ્ફટિક કાચ અને કોઇ શ્વેત વસ્તુને લાલ વસ્તુનો જયા સુધી સગ હોય અથાત્ લાલ વસ્તુ તેની પાસે હોય ત્યા સુધીજ તે શ્વેત વસ્તુ પણ આભાસમાનથી લાલ લાગે છે પણ લાલ વસ્તુને દુર કરતા જેમ શ્વેત વસ્તુ તો શ્વેતજ રહેછે તેમ પરમાત્મા માયાના સસર્ગવીજ સગુણી અને સવિકારી જણાય છે પરતુ તેથી અલગ થતા પોતે સ્ફટિક મણિ સમાન નિર્લેપ, નિર્વિકારી, નિર્ગુણી, અને જે તેનુ સ્વયપ્રકાશ રૂપ છે તે સ્પષ્ટ દેખાય છે એ સ્પષ્ટ સમજવાનુ છે જો કે તોપણ તે માયા પરમાત્માને પોતાના સ્વરૂ

ય ભ્રષ્ટ કરવાનો યત્ન કરતાં કવચિત ફાવેછે ખરી પણ આભા સ માત્રજ આવુ વિવેચન સાભળી મતિએ પ્રશ્ન કર્યો કે હે સ્વામિન પરમાત્માને ઠગવાનું માયાનુ આટલું શું પ્રયોજન હશે ?

વિવેક—એ માયા કાંઈ પ્રયોજન જોઇનેજ એમ કરેછે આ મ સમજવાનુ નથી કારણ અન્યને ફસાવવાનો સ્ત્રી જાતીનોજ સ્વભાવ છે.

## માલિની

રિઝવિ બહુ રમાડે મોહ ઝાઝો પમાડે
વળી કદિ ખિજવાઇ ખેદ એ ઉપજાવે
કુવચન કદિ કાઢે માની શબ્દોની તોલે
વળિ કદિ અતમાતાં વ્હાલથી વાકય બોલે
જ્યમ યુવતિની માહી પ્રીતિ ઉત્પન્ન થાય
ત્યમ અતિ દીનતાથી પેટમા પેશી જાય
પુરૂષ વશ કરીએ શાન હાલા હલાવે
વિપરિત કરનારી તેમ માયા કરાવે

હે પ્રિયા ! હજી માયા એ પોતાનો ઉપર જણાવ્યો તેવા સ્વભાવ પ્રમાણે શું કર્યું તે તો કહેવુ બાકી છે તું સાંભળ તને કહિ બ તાવુ. તે માયા એ મનમાં વિચાર્યું કે મારી યુવાવસ્થા તો વ્ય તીત થવા આવી અને હવે વૃદ્ધા વસ્થા મને પ્રાપ્ત થવા માંડી; છતા મારો પતિ પુરાણ પુરૂષોત્તમ ( પર માત્મા ) તો સ્વભાવેજ વિષય વાસના રહિત છે માટે મને તેના મારાથી અવળા સ્વભાવ ને લીધે સંપુર્ણ સતોષ નથી થતો માટે અન્ય કાંઈ યુક્તી કરૂં તો ઠીક આમ વિચાર કરતાં પોતાને સુઝયું કે મારા પતિ પર માત્માને સ્થળે મારા પુત્ર મનનીજ હું સ્થાપના કરૂં તો સારૂં ધાર્યું થશે આમ પોતાના મનમાં થતા ચેત તે માયાની પાસેજ વસનારા તેના પુત્ર મને તેવાત જાણી લીધી અને પોતાની મા

તા ( માયા )ની સાથે મલી જવાનો દ્રઢ નિશ્ચય કરી તેમને ન વ દ્વારે વાળો અનેક શહેરો બનાવી તે પરમાત્માને દરેક શહેરના સાક્ષીભૂત કરવા માટે પરમાત્માનુ પણ અથકકરણ કયુ અર્થાત તેના પણ સ્વરૂપો કરીને દરેક શહેરના સાક્ષીભૂત તરીકે રાખ્યા અને શ્વેત વસ્તુ પાને લાલ રગ માફક તેજ આત્મારૂપ પરમાત્માને પણ સુખ દુ ખના કર્તા ભોક્તા બનાવ્યા (અર્થાત્ સુખ દુ ખનો કર્તા ભોક્તા પોતે છતા પરમાત્માને ઠરાવ્યો ) ત્યાર પછી તેમને અહ કાર નામનો પ્રથમ પુત્ર ઉત્પન્ન કર્યો તે પુત્ર સાથે મળીને માયા અને મન વધારે ફૂાવ્યા કારણ પરમાત્માની તે ત્રણ ત્રિ પુટીએ મળી નિચે પ્રમાણે દશા કરી

## ધીરાના પદનો રાગ

માયાથી નિદ્રામારે પરમાત્મા પોઢી રહ્યો
જુવે કાઈ સ્વપ્નાને નિજ રૂપ ભૂલી ગયો ટેક
મન કલ્પનાને અનુસરીને લાધ્યા સ્વપ્નો અપાર
હુ જન્મ્યો આ માતપિતા મુજ મ્હારા ખેતર ઘરબાર
આ સ્ત્રી, પુત્ર, મ્હારારે એમ તલ્લીન થયો માયા
મ્હારૂ કુળને મિત્ર આ મ્હારા મ્હારૂ કુટુબ પરિવાર
શત્રુ આ મ્હારો ને સામર્થ્ય મારૂ, મ્હારા ધન ભડાર,
વિદ્વત્તાતો મારીરે, ઘાટ એ ન જાય કહ્યો માયા

પ્રિયા ! હવે કાઇ કહેવુ બાકી રહ્યુ નથી આ હાલ દશા એત્રિ પુટીએ કરી મૂકી છે મતિએ પોતાના સ્વામીને કહ્યુ ઓ નાથ! જ્યારે આમ પરમાત્માને ગાઢ નિદ્રાવશ એ ત્રિપુટીએ કરેલ હો ય તો આપણે તેને જાગ્રત કરવાનો પ્રયાસ કરવો જોઇએ જ્યા સુધી તે જાગ્રત ન થયા ભાને ત્યા સુધી આપની નાઓરાી ગણા શે માટે યત્ન કરો અને પ્રબોધચદ્રની ઉત્પત્તિ જેમ જલ્દી થા ય તેવી યોજના કરવા તત્પર થાઓ

દેહપણુ આત્મા વિશે, શેપે તે તો ભૂલ. ૭૯
મોટી વસ્તુ દુરથી, લઘુ તે તો દેખાય,
ગણે સ્થુલ જો સુક્ષ્મને, તે અજ્ઞાન કહેવાય. ૮૦
સુક્ષમદર્શકયંત્રથી, સૂક્ષ્મ દિસે છે મહાન
આત્મામા દેહત્વ તેમ, ભાસે તે અજ્ઞાન ૮૧
કાચ ભુમિમાં જળપણુ, જળ ભુમિમા કાચ.
આત્મામા દેહત્વ તેમ, ભાસે તે નહિ સાચ ૮૨
અગ્નિમા જેમ મણિપણુ, મણિમા અગ્ન્યા ભાસ,
આત્મામા દેહત્વ તેમ, તે અજ્ઞાનનો પાસ. ૮૩
અભ્ર ધાવે આકાશમા, ધાવત ભાસે સોમ,
આત્મામાં દેહત્વ તેમ, તે અજ્ઞાનનુ જોમ. ૮૪
મોહે દિગ મૂઢ જયમ બને, કોઈ મનુષ્ય કોઈ વાર,
આત્મામાં દેહત્વ ત્યમ, તે અજ્ઞાન નિરધાર ૮૫
જેમ ચંદ્રમા જળ વિશે, ચંચળ ભાસે તેમ,
આત્મામા દેહત્વ જો, તે મિથ્યા નહિ કેમ? ૮૬
એ રીતે આત્મા તણો દેહાધ્યાસ નો થાય,
આત્મ જ્ઞાન કથે ખરૂ, લય પરમાત્મે જાય ૮૭
સ્થાવર જંગમ જગત જે આત્મતાથી છે જ્ઞાત,
અશેષ ભાવા ભાવથી, દેહ આત્મ નહિ ખ્યાત ૮૮
સતત્ આત્મા જાણીને વ્યતીત કર તુ કાળ,
કર્મ કર્યા તે ભોગવી, અશોક સાલો સાલ. ૮૯
જ્ઞાનોત્પતિ થયા પછી પારબ્ધ છે બળવાન,
શાસ્ત્રે તે સંભળાય છે, તે મતનુ છે હાન ૯૦
તત્વ જ્ઞાન થયા પછી, રહે ન પ્રારબ્ધ ખુદ,
અસત્વ દેહાદિ થકી, પ્રમાણે સ્વપ્ન વિશુદ્ધ ૯૧

જન્માન્તરના કર્મ જે પ્રારબ્ધ તે કહેવાય,
જ્ઞાની જન્મે ફરી નહિ પ્રારબ્ધ વ્યર્થજ થાય ૯૨
અન્ય દેહ જયમ સ્વપ્નમા તેમજ દેહ છે આ,
ક્યા છે જન્મ અ ન રતને, જન્મ નહિ શુદ્ધ ક્યા? ૯૩
ઉપાદાન પ્રપંચનુ છે અજ્ઞાન અજ્ઞાન,
તેને નષ્ટ કર્યા પછી, નહિ વિશ્વમા ભાગ ૯૪
પરિત્યાગ રજ્જુ કરી, અહિ ભ્રમથી ... માપ,
સત્ય બ્રહ્મ છોડી દઈ, મૂર્ખ ... જગમાપ ૯૫

(અપૂર્ણ)

---

## चड—काशिक नाटक

ભાષાંતર કર્તા—બાલશંકર હરપ્રસાદ

### અંક ત્રીજો

ભયાનક વેશે પાપ પુરૂષ પ્રવેશ કરે છે

**પાપ પુરૂષ—(આમ તેમ ફરી મોટેથી હસે છે)**

હરિણી

મધુર મધુરો, પ્હેલા પ્હેલા કરૂ પછીથી બનું
દિલગીરી અને આધિ વ્યાધિ, વિયોગ થકી ખરે
નરક સમને કષ્ટો આપ્યા, દઉં હુજ દારુણ
દુખકર અહા! અંતે એવો હુ પાપ પુરૂષજ ૧[1]

(અગાડી જોઈ ભયથી પાછો હઠી જઈ) ઓય મારે! મને મારી નાખ્યોરે, મારા ઉરછે કરી નાખ્યોરે, જેનુ નામે

---

૧ ભાવાર્થ— પાપ પુરૂષ પોતે પોતાના લક્ષણ ... બતાવે છે પ્રથમતો હુ મનને બહુજ મીઠો લાગુ પછીથી આધિ વ્યાધિ વિયોગાદિ દુખો દઈ કષ્ટો બનુ અને અંતે દારુણ દુખો દઈ નરકમા નાખુ એવો હુ પાપ પુરૂષ છુ ... મનુષ્યોનો સ્વભાવ જેવો હોય છે તેના ભાગે લખ ચિંતા આશ્લેષ આપે છે

ન દેવુ જોઇએ એવી ખળી આ નગરી જવા દો એમા પેમ્ વુંજ નહીં એને જોતા પણ પાર આવે તેમ નથી, ત્યારે આપ શું કરવુ જેસ ? (વિચાર કરી) ભલે અહીં એકાતમાજ ઉભો રહુ જેથી જન્માતરોથી એકઠા કરેલા પાપોમાંથી મુક્ત થઇ પાછાં ફરતા લોકોની પછાડી લાગી જાઉ

(નેપથ્યે)

સ્રગ્ધરા

ધારૂં પાદાબ્જ મુદ્રા, સમશીર શીવની, પ્રેમ તેવોજ તેને
પુત્ર પ્રિતી ઉમાની, શ્રુતિ કુશળ તથા, તિવ્રમેં નેમ કીધો;
હાહા દૈ જીર્ણ મ્હારૂ, શરીર તદપીઆ હાડને ચર્મ માત્ર
સત્ત્વે તેની ટળાયે, પરિણતી નહિંસે કર્મની છેજ ચિત્ર ૨૧

પુરૂષ—(દ્દઢતાથી) આહ્ઞ ચાલવા દો આદઃધ નગરીને દુરાચારી રાજા હરિશ્ચંદ્ર તો નહિ હોય ! (વિસ્મયતાથી) આ કોને બોલાવે છે ? (નેપથ્ય તરફ જોઇને) ત્રિનેત્રી૩ની હમેશ પાસે રહેનારો તેનો પરિચારક ભગવાન ભૃગી આ તરફ આવે છે! ત્યારે તો જલદીજ નીકળી જાઉ.

(નિકળી જાય છે)

(પછી ભૃગીરિટિ પ્રવેશ કરે છે)

ભૃગી—(ધારૂ પાદાબ્જ મુદ્રા ઇત્યાદિ બોલે છે વિચાર કરી) આજે દેવ જે દેવીને કહેતા હતા તે રાજર્ષિ હરિશ્ચંદ્રની દશા પણ કેવી પલટાઇ ગઇ છે!

---

૧ આ શ્લોકમા કર્મની ગતિ વર્ણવી છે શિવને પ્રીયગણ ભૃગિ કહે છે કે જો કે કપાલે ત્રીપુડ્ ધારણ કરૂ છુ, તેમજ શકર પાર્વતીને પોતાના પુત્ર તુલ્ય મારા ઉપર પ્રેમ છે, વેદમા કુશળ છુ, અતિ કષ્ટવેઠી તપ કર્યા છે તોપણ આ શરિરમાં માસ રૂધિર નથી, માત્ર હાડકા અને ચામડાજ રહ્યા છે કર્મની વિચિત્ર ગતિ કદીપણ ટાળી શકાતી નથી એ વાત ખરી છે

૩ ત્રિનેત્રી=શકર

વસંત તિલકા

અશ્રમે ભૂષિત ભવના, શરીરેજ ઝામ્યા,
પ્રસ્વેદ બિન્દુ, કરકયા નયનો ભવાને
કમ્પ્યો શશાંક શિરનો, શિર કંપી ઉઠ્યુ,
કેતા અનાદિક ચરિતજ એવુ જેતુ ૩૧

આજે તેના અહિ આવવા માટે દેવી અને દેવ મૃગાંક મોસી આતુરતાથી રાહ જુએ છે તો હુ પણ ભગવાનની પુજા માંથી નિવૃત્ત થઇ તૈયાર થાઉ

(એમ કહી નીકળી જાય છે)

ચિંતાયુકત રાજા પ્રવેશ કરે છે

राजा —

શાર્દુલ

આપી પ્રિતથી પૃથ્વી દ્વીજવરને સંતોશ પામ્યો મને
બાળે છે વળી દક્ષિણા વિધિ બળે, દેવી કીધી જે હમે
એના નગ્ર મહિ નહીંજ રહવુ તેથી નૃહી વાટથે (તેની)
કાશીસ્થાન ઉમાપતિ તણુ કહ્યુ છે ભિન્ન પૃથ્વી થકે ૪૨

(ચિંતા ગ્રસ્ત હોઇને ઉંડા નિસાનો નાખી) આ શુ દુ ખ, દુ ખ.

શાર્દુલ

દારા પુત્ર શરીર આ ત્રણ રહ્યા, બાકી બધુ મે ત્યજ્યુ,
પુરી ગ્રુરુત છે થઇ નવ શકુ ત્યાગી મુની કોપને

---

૧ શંકરના ભયથી રંખોટાયલા શરિર ઉપર પરસેવાના બિંદુ ફુટી નીકળ્યા આંખ તથા ભવા પણ મોગઇ ગયા મસ્તક ઉપરનો ચંદ્ર પણ કંપી ઉઠ્યો યા શંકરનુ મસ્તક પણ છેવટે કંપી ઉઠ્યુ વિશ્વામિત્રે આરંભેલા કાર્યને પરિણામે હરિશ્ચંદ્રની દસાનો ફેરફાર કેતા કેતા આ ભાવો શંકરનામાં લાગી ઉઠ્યા

૨ દ્વિજવર=વિશ્વામિત્ર વાટ=રસ્તો ભિન્ન=જુદુ

'ના ત્યાગી શકુ હું સ્વદેહ પણ આ, જે બ્રહ્મરૂણેવી ટયો
શુ કરવુ સુઝતુ ન મૂઢ સુજને, દીશા બધી શૂન્ય હા! ૫૧

(આગળ જોઈ સહર્ષ) શું આ વારાણસી! ભગવતી વારાણસી! તને નમસ્કાર (વિચાર કરી આશ્ચર્યથી)

સ્ત્રગ્ધરા

ઇચ્છે છે બ્રહ્મ નિષ્ટો શમદમ નિયમે, મોહ જેનો ગયો છે
સન્યાસે તો નથી જે, જન મન ફરીથી, બ્રહ્મચર્યે તપેથી
તે આ વારાણસીમા શરીરજ પડતાં, મેળવે સર્વ જન્તુ
દેહાન્તે ઉદભવે છે સઉજન વદતાં, તારકી જ્ઞાન એવુ ૬૨

શાખરીણી

વળી છુટે છે જન્તુના, અહીંજ દૃઢ બધો જગતના
વિધાતાનુ માથુ અહીં પશુ પતિ હાથથી છુટ્યું.
છુટી તે પાપેથી અહીં અતુળ ધામે વસી રહ્યા
ઉમા સગાથે તે હર કદી ન છોડે સ્થળ અહા ૫
શુ ઉપાય કરૂ કે મુનીના ઋણસાથી છુટુ ? (ચિન્તાથી)

શાર્દુલ

શુ જીતી ધન મેળવુ 'ધનદને લક્ષ્મી વિના શું જયે
ભિક્ષા દીન પણે ગ્રહે દ્વીજવરો ના ક્ષત્રિ તે આદરે
વ્યાપારે ધન લાભ છે પણ વસે દારિદ્ર મારે ગૃહે
સર્વે કાળની વાત છે વિધી બળે ના તેય બાકી રહ્યા

૧ સ્ત્રી પુત્ર ત્યા આ મ્હારા દેહ શિવાય સર્વસ્વ ત્યજી દીધુ, માગેલી મુદ્દત પણ પુરી થઇ મુનીના કોપથી છુટા થવાતુ નથી તેમજ તેમાથી છુટવા મારો દેહ કે જેના ઉપર બ્રાહ્મણનુ દેવુ ઊભુ છે તે પણ તેને લીધે ત્યાગ કરાતો નથી જેથી હુ મૂઢ થઇ ગયો છુ, મને કોઇ પણ ઉપાય સુઝતો નથી, ચારેગમ શુન્ય દેખાય છે

૨ જે તારકી- જ્ઞાનની ઇચ્છા શમદમ નીયમાદીથી જેનો મોહ જતો રહો છે એવા બ્રહ્મનિષ્ટો રાખે છે તે જ્ઞાન આ કાશી ક્ષેત્રમા કોઇ પણ જીવનુ શરીર પડતા મેળવે છે એ જ્ઞાન સન્યાસેથી કે બ્રહ્મચર્યથી અથવા તપ કરે પણ મલતુ નથી તેનો પ્રકાશ આ ક્ષેત્રમા મરતા જીવને થાય છે અને તેને પુનર્જન્મ થતો નથી

## દોહરો

વેચી દેહ સત્ય પાળુ જે છે શાશ્વત ધર્મ
જો નહીં પાળુ તેહને બગડે ઉભય લોક ૯

(દ્રઢતાથી) તો સત્ય ગૃહિતાશ્વનુ પાલન કરનારી, સામો પંથ કાપવાથી થાકી ગયલી ?વી આવી નહીં પહોંચે તેટલામા જલદીથી જઈ ધારેલુ કામ પાર ઉતારૂ (ઊંચે જોઈ) શુ સૂર્ય નારાયણ માથે પણ આવી લાગ્યા!

## ત્રોટક

તપતો રવી ક્રોધ થકી દહતો, જ્યમ કૌશીક કોપ થકી બળતો
બહુતી પગથી ખુબ તાપ અહા, વહતુ મુજ માનસ તાપ યથા
વિધિ હાય બની ક્રુર કેમ વળી, બળી છાય રહી બહુ દીન બની
મુજ દેવી પઠે તરૂ મૂળ તટે, જઇ બેઠી હવે ભુમી આસન છે ૧૦

માગેલી અવધિનો અંત આવી લાગ્યો અથવા તો હરિશ્ચંદ્રનો જ કાં નહિ ?

હાય! મુઓ! અહા દુર્ભાગી! (પડી જઇ જલદીથી ઊઠી શોકાતુર થઈ) દુરાત્મા હરિશ્ચંદ્ર! પાપી!

## ઉપજાતી

આપી શકયોતુ નહિ દક્ષીણા જે
હતી કબુલી દ્વિજનેજ પૂર્વે,
સત્યે અજ્યો ને રૂપીરૂણુ દાઝયો,
જાશે હવે તુ શઠ! કેણુ દેશ ૧૧

મુની આવી પહોચે તે પહેલા બજારમા જઇ આરંભેલુ કાર્ય બજાવી લઉ (જલદીથી આમ તેમ ફરા ફેરી એકાન્તમા ઉભા રહે છે)

કોપદર્શાવતા કૌશીક પ્રવેશ કરે છે)

કૌશિક

### શિખરિણિ

બઢ્યો વિધા નાશે કરતળ ચઢેલી વળીવધ્યો,
નરો કયો રોકાયો વિનય-જડ-દુર્બુધ્ધિઅરિ તે,
વધી વેગે વન્હિ પ્રજળીજ સુકા કાષ્ટ મહીને
છતાં સીચ્યે બાળે વનત્યમ મને કોપ અતિ.શે ૧૧૧
(ક્રોધમા) દુરાત્મા પાપીહરીશ્ચન્દ્ર

### વસંત તિલકા.

નાજોઊં સત્ય વૃતથી ચળતો જતુ ને,
ના જોઉ ભ્રષ્ટનિજ રાજ્ય થકી જતુંને,
ત્યાં સુધી શાંત નવ થયા કદીજ મારો;
ક્રોધાગ્નિ જેહ સળગ્યો તુજ દુર્નયેથી ૧૪

(જોઇને, સવિસ્લય) અરે! શુ દુરાત્મા અહી આવી પહોંચ્યો! અથવા ના ના એતો મૃહાત્માજ ભલે મળુ તોખરો.

(તેમ કરી સક્રોધ) આ! શુ તે મ્હારી દક્ષિણા માટે સુવર્ણ મુદ્રા હજી મેળવી નથી?

**રાજા**—(સસંભ્રમ) ભગવાન કૌશિક અહિ ક્યાથી! ભગવન! નમસ્કાર કરૂછુ

**કૌશિક**—ધિકાર છે અનાર્ય! શું હજી પણ ખોટું અને મીઠું મીઠુ બોલી હમોને છેતરવા ઇચ્છે છે?

---

૧ પ્રથમથી મારો ક્રોધરૂપી અગ્નિ વધેલોજ હતો તેમા હાથમા આવેલી વિધાના નાશથી વધારો થયો તે રોકવા છતા રોકાતો નથી વિનયને લીધે જેની બુધ્ધિ જડ જેવી થઇ ગઇ હતી એવા હરીશ્ચન્દ્રના કરતુકથી સુકા બળતણમા જેમ અગ્નિ પ્રજ્વલી પ્રજ્વલી ભભુકો ઉઠે છે તેમ મારા મનમા પરજળતો અગ્નિ ભભુકો થઇ ઉઠયો છે અને પાણી છાટતા છાટતા અગ્નિ જેમ વનને બાળી મુકે છે તે પ્રમાણે સમાધાન કરતા છતા પણ મારો કોપાગ્નિ મને બાળે છે

રાજા—( કાન આડા હાથ દઈ ) ભગવાન! શાંત થાઓ શાંત થાઓ.

કાશિક—( ક્રોધ બતાવિ ) દુરાત્મા ! ખોટા દાનથી ખ્યાતી મેળવી લીધ્યા પુરૂષાતનનો પ્રપંચ કરનાર! ઉલોરદે ઉભાન્દે

વસંતતિલકા

હે દક્ષિણાન, અવધિ થઇ પુગીતોએ,
ખોટી હુંપી મધુરતા ભરીવાણીબોલે,
આપેલ દાન પુરતા નહિ છોડું આજે,
શાપાગ્નિ તે તુજ શીરે પડજોજ વાગ

( એમ કરી શ્રાપ દેવા જલ હાથમા લે છે ) ૧૪

રાજા—( સસભ્રમ પગમા પડીને ) ભગવાન! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ શાંત થાઓ શાંત થાઓ

ત્રોટક

રવી અસ્ત થતા સુધી જોન હ,
દક્ષિણા પછાથી કરજો મરણ,
કી શાપ દિઓ વધવા ક જો,
કી સ્વાધીન આ જનને ૮ પ્રસો ૧૫

પ્રસન્ન થાઓ બજારમા આપણે બ ને જઈએ

કાશિક—( શાપ દેવા લીધેલુ જળ હાથમાથી મુકી ૬ ) ભલે ત્યા જઈ આપ જે હું પણ અધ્યા હમનાથી પન્નાને આવુ છુ

( નીકળી જાય છે )

રાજા—( ગોકથી નાના )

વસંત તિલકા

છે ¹ પ્રાણીને દુઃખ અહો પરિણામ ઘોર,
આ લોકને પરયહીં અપકિર્તિ કારી,
છે તેજ એક નર લોક ત્રણેય મોટો,
જેણે ન દીઠું સુખ કોઈ ધનીકનું જો. ૧૯

( પરીક્રમ કરી, જોઇ, સહર્ષ )

આ શું બજાર માર્ગ!

( માથે તરણુ મુકી દ્રઢતાથી ) રે રે સાધુઓ!

રોળા.

રહ્યા ²હેતુકો ગૂઢ' દશા થૈ વિપરીત માથે
વેચુ હું નીજ દેહ લક્ષમુદ્રાને સાટે ૧૭૨

માટે આર્યો, મને ખરીદો, ખરીદો. ( આકાશમાં ) શું કહેછે ? શા માટે આવુ દારૂણ કામ આરભ્યુ છે? આટલી બધી હઠીલાઇમાં શોસાર્થ આ જીવલોકજ વિચિત્ર છે ( વળી બીજે સ્થળે જઇ "રહ્યા હેતુ" ઇત્યાદી બોલે છે )(આકાશે ) શુ કહેછે? તારી શક્તિ કેટલી છે? તુ શુ કામ કરશે તથા તારૂ જ્ઞાન કેવા પ્રકારનુ છે?

( હસીને )

દોહરો

સ્વામી આજ્ઞા પાળવા કરૂ વિચાર નહીં લેશ,
ગણાય ચાકરમા ખરો ³ગુણ મોટો એ એક ૧૮૩

---

૧. જે માણસના પાવા ઉપર દેવુ હોય તેને તે દેવાના પરિણામમા ઘોર દુઃખ વેઠવુ પડે છે દેવુ એ મનુષ્યને આ લોક તથા પરલોકમા અપકિર્તિ કરવા વાળુ છે ત્રણ લોકમા તેનેજ મોટો જાણવો કે જેને કોઇપિ ધનવાનનુ સુખ જોવાનો સમય નહિ આવ્યો હોય

૨ આ મારી વિપત્તિ દશા થવાનુ કાઇ નહિ કહી શકાય એવુ કારણ છે કે જેને માટે હુ આ મારૂ શરીર એક લાખ મોહોર માટે વેચુ છુ

૩ ચાકરમા મોટો ગુણ એ એક હોવો જોઇએ કે ધણી જે જે આજ્ઞા કરે તે વિશે કઇ પણ વિચાર ન્હીં લાવાય તે પાળવી

## अनुक्रमणिका





## વિદ્વજ્જનોને વિનતી.

સર્વ વિદ્વાન લેખક વર્ગને આ પત્રમાં પોતાના લેખો મોકલવા વિનતિ કરવામાં આવે છે આર્યધર્મપ્રકાશમાં ખાસ કરી ધર્મ–નીતિ અને આર્ય ઉચ્ચ વ્યવહારના વિષયો દાખલ કરવામાં આવે છે. સરલ શુદ્ધ ગુજરાતી ભાષામા એવા વિષયો ઉપર લખાયેલાં ગદ્ય અથવા પદ્ય ઉપકાર સાથે સ્વિકારવામા આવશે.

**પોપટ પ્રભુરામ વૈદ્ય.**
**મંત્રી.**

# आर्यधर्मप्रकाश

પુસ્તક ૩૨ મુ ]    કારતક સ ૧૯૬૧    [ અંક ૧ લો

## यतोधर्मस्ततोजय

### નૂતન વર્ષ

નવીન વર્ષ માટે અભિનંદન આપતા સર્વના કલ્યાણની ઇચ્છા કરવી એ શુભચિંતકને સ્વભાવિક છે તે સામાન્ય નિયમને અમે પણ વળગી રહેતા અમારા આશ્રયદાતા વાચક વર્ગને આ વર્ષ આનંદમય થાય એવુ ઇચ્છીએ છીએ અમારૂ ગયુ વર્ષ સામાન્ય ગયુ છે બબ્બે વર્ષના દુકાળ અને મહામારીથી નિબળ થએલો વાચક વર્ગ સામાન્ય રીતે ઉપેક્ષાવાન થયો છે તદનુસારે લેખક વર્ગ પણ અનુત્સાહી થતો જણાયો છે વિશેષમા અમારા સંબંધમા, પોષક જનોની સ્વદેશમાથી ગેર હાજરી તથા અન્ય વ્યવસાયને લીધે અમારૂ સ્વરૂપ, દુર્બળ અને અનુત્તેજક જણાયુ છે એમ લોકવાણી છે એમ છતા પણ અમે અમારૂ કાર્ય યથાશક્તિ કર્યુ છે આવેલી સ્થિતિને તાત્કાલિક બદલાવવા કરતા પ્રસંગોપાત્ત સુધારવાનો પ્રયત્ન કરી મુળ સ્થિતિ પર આવવુ વધારે ઉચિત છે, એમ ધારી આ વર્ષમા આ સ્થિતિ માટે નવો પ્રયાસ આરંભાયો છે અને તે સફળ થાય એવી સર્વ શક્તિમાન પરમેશ્વર પાસે પ્રાર્થના કરતા, પુનરપિ અમારા વાચક તથા લેખક વર્ગનો આપેલા અને હવે આપવાના આશ્રય માટે ઉપકાર માની તેઓ વિદ્યાવિલાસી, ધર્મધુરંધર અને સ્વકાર્યમા ઉત્સાહી રહે એવી પ્રાર્થના કરીએ છીએ —    વિ પ્ર વૈ



## લેખકોનો ઉપકાર.

ધર્મધુરંધર વિક્રમાજીતના નવા વર્ષના પ્રારંભે અમારા ગ્રાહકોનો પ્રેમપૂર્વક ઉપકાર માની તેમની દિર્ઘાયુષી ચાહી સર્વ પ્રકારથી વિશ્વનિયંતા પાસે આબાદીની યાચના કરી છે તેજ પ્રમાણે જે જે વિદ્વાન લેખકોએ ગયા વર્ષમાં આ માસીકનું પોતાના લેખદ્વારા પોષણ કર્યું છે તેમના પરમ ઉપકાર સહિત પરમાત્મા પાસે તેમનું કલ્યાણ ચાહીએ છીએ.

એ લેખકોમાં કવિ ભગવાનલાલ ડુંગરશીએ સારો ભાગ બજાવ્યો છે. ઓછામાં ઓછા આશરે ત્રીશેક વિષયો ઉપર એમણે લખ્યું છે. તે પછી રા રા. દયાશંકર વસનજી જોવામાં આવે છે. તેમનાં પ્રભુપ્રાર્થના અને ઇશ્વર ભજનનાં પદો ઘણાં વાંચવા યોગ્ય છે.

રા. રા. રંગીલદાસ શીવશંકર તથા રા રા. જયાશંકર વાઘજી તરફની જૂદા જૂદા વિષયો ઉપરની કવિતાઓ પણ મનન કરવા જેવી છે. રા. અમૃતલાલ કુવરજી વૈદ્ય પણ કવિતા અને લેખથી આ માસીકની સારી સેવા બજાવી છે. તે પછી બ્હેન રૂકિમણી નારણજીનો લેખ ઉત્તેજન આપવા યોગ્ય છે. અમને ઘણો હર્ષ થાય છે કે આ માસીકમાં સ્ત્રી લેખકોમા આ બ્હેને પહેલ કરી છે રા. દામોદર કહાનજી, રા. નાનાલાલ દેવશંકર વૈદ્યે, રા. વિજયશંકર કહાનજી પટણીએ, રા. નારદલાલ પોપટભાઇ વૈષ્ણવે, રા નરહરિ કરૂણારામ દેસાઇયે, રા. શંકરલાલ જેઠાભાઇએ એમ જુદા જુદા વિષયોથી યથાશક્તિ સહાય આપી છે. તે સિવાય બીજા પણ જે જે લેખકોએ આ માસીકને પોતાના લેખથી મદદ કરી છે, તેને માટે અમો તેઓ સર્વ લેખકોનો અંતઃકરણપૂર્વક આભાર માનિયે છીએ.

આર્યદેશ, આર્યધર્મ, ને આર્યપ્રજાની ઉન્નતિ અર્થે આ નવા વર્ષ માટે અમો ઉમેદ ધરાવીએ છીએ કે આ માસીકને યોગ્ય એવા લેખો અમારા જુના અને નવા વિદ્વાન મિત્રો વધુ સંખ્યામાં મોકલતા રહેશે એટલુંજ નહિ પણ સુજ્ઞ વિદ્વાન બ્હેનો પણ આવા રૂડા કાર્યમાં આ વર્ષે વિશેષ ઉમંગથી ભાગ લેશે

बुझ्यो बुझ्यो थयो गयो, गयो पुकार त्यां पड्यो,
सु संगती दलाल व्हाणमा प्रभु कृपा चड्यो;
मळयो किनार चेत, लेख भुंस हाय होलमा,
न राच जूठ तालमां, फसाइ मोह जाळमा. ६
निवृत्ति नारशुं हळी मळी सुसगमा फरे,
सहेज पार तो जडे, कदी न वाट विफरे;
हवे न भूल भूलमा भम्यो वधु विटाळमां,
न राच जूठ तालमा, फसाइ मोह जाळमा. ७
तने सु के'ण कामना कथ्या भला कविवरे,
कहेण रूप रे'ण झारीं ले समे सु अंतरे;
फरी न विश्व वृक्षमा, न विश्व केरी डाळमा,
न राच जूठ तालमा, फसाइ मोह जाळमां. ८

( કવિ ભગવાનલાલ ડુંગરશી. )

## नवा वर्ष माटे प्रभु प्रार्थना.

### હરિગીત.

જય જય કરૂણાકર સુખદકર, અરજ ઉરમા ધારજે,
આ વર્ષમા ઉત્કર્ષ ભારત વર્ષનો વિસ્તારજે,
કરી મ્હેર લીલા લ્હેર ઘર ઘર કર દિવસ ઉલ્લાસનો,
વળી નવિન વર્ષે વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો. ૧.
પ્રતિવર્ષ કાળો કે'ર હા હા! અથિ તાવ તણો વિભુ,
દુષ્કાળ ઝેર ઝમેરથી બી'વરાવતો હા હા! પ્રભુ!
અધકાર છે ચોપાસ દે આધાર તુજ ઉજાશનો,
વળી નવિન વર્ષે વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો. ૨.

થઈ શૌય હિણુ ભારત તનુજો, અન્યની આશે પડયા,
હુનર કળા ખોઈ ખરી દુ:ખને ખરાબે જઈ ખડયા,
સંખ્યા વધી તે ટાળીને પ્રકટાવ સૂર્ય પ્રભાતનો,
વળી નવિન વર્ષે વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો ૩

ભારત તણો જય જય ઉચરતી, દેવી ટોનપ્રેમ જે,
તેનો સહાયક થઇ પ્રભુ, જયમાળ કંઠ જડાવી ને,
દારિદ્રતા કરી દૂર ને ૫૨ પૂર, સંપ સુવામનો
વળી નવિન વર્ષ વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો ૪

એડવર્ડનુ સામ્રાજ્ય શીર તપતુ અવિચળ રાખજે,
તે સાથ ભારતવાસીના, નિજ હક સુદૃઢ કરી થાપજે,
ગૌરવ ગણેતુ આપજે, આધાર તુજ વિશ્વાસનો,
વળી નવિન વર્ષે વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો ૫

જાપાન રૂશ લડી મરે, અણુસંખ્ય જીવ સંહરાય છે,
પ્રભુ શાંતિ સિંચ એ હૃદયમાં બહુ થઈ હવે હદ થાય છે,
તુ અનંત સૃષ્ટિ પતિ પ્રભુ, અંત આણ્ એ ઘડવાશનો,
વળી નવિન વર્ષે વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો ૬

ઘરઘર સ્મરે તુજ નામ ઠામ, પરોપકારી ઓ થજો,
વળી સંપ સિદ્ધિ નવેનીધિ, ભરપૂર ભારત જન હજો,
નિતનિત્ય દિવાળી દિવસ દૂર કુસંપ હોળી હુતાશનો,
વળી નવિન વર્ષે વિજય કરજે, "आर्यधर्मप्रकाश"નો ૭

તારી કૃપાનુ સ્થાન આર્યાવર્ત્ત પ્રભુ કે'વાય છે
તેને અહા! ભગવાન હૃદયથી, કેમ વિસરી જવાય છે,
કર પૂર્વ સમ-શોભીત ભારત, આર્ય અરૂણ ઉજાશનો
વળી નવિન વર્ષ વિજય કરજે "आर्यधर्मप्रकाश"નો ૮

(કવિ ભગવાનનાથ ડુંગરશી)



## જીવને સ્વતઃ કાંઈ કર્તવ્ય છે કે નહિ ?

સમસ્ત વિશ્વમંડળમાં નિરંતર અવસ્થાંતર જોવામાં આવે છે, એ પ્રવાહ અવિછિન્ન રૂપે વહ્યાજ જાય છે તેમાં જીવ પોતે કાંઇ કરી શકે કે નહિ ? જો થનાર છે તે થએજ જાય છે તો પછી તેમાં કરવાપણું કોને છે ? આપણા અંતઃકરણમાં વારંવાર એવી જ્યારે અનેક સ્ફુરણાઓ ઉઠયા કરે છે કે થનાર હશે તે થશેજ. એવી ભાવના એક તરફથી સીદ્ધ થએલી છે, ત્યારે બીજી બાજુએથી શાસ્ત્રો કહે છે કે કર્મ કરો ને ધર્મ કરો, આમ કરો ને તેમ કરો; પરંતુ જે થનાર છે તે તો થવાનું છે તો પછી તેમાં કરવાપણું કોને રહ્યુ ? જીવોની અવસ્થા નિરમાવાનું કાંઇ કારણ તો હોવું જોઇએ, કારણકે કારણ વિના કાંઇ પણ કાર્ય થતું નથી. જન્મ, મરણ, સુખ, દુઃખ એ સર્વનું કાંઇ કારણ હોવું જોઇએ. કાર્ય કારણરૂપ નિયમો અને તે સર્વમાં પ્રત્યેક કામ તેનું નામ કર્મ. ખાવુંપીવું, ઓઢવું પહેરવું આચાર વિચાર એ સર્વ કર્મના વિભાગજ છે ને જેવાં કર્મ તેવી ગતિ. કર્મ અનાદિ છે ને તે ત્રણ પ્રકારનાં છે. **संचित, प्रारब्ध, क्रियमाण.** હવે તેની વ્યવસ્થા સમજવી આવશ્યક છે. અનાદિ કાળથી કર્મનો જે સંગ્રહ એકઠો થયો છે તેનું નામ **संचित,** એ સંચિત કર્મમાથી જેટલો વિભાગ ફળ આપવાને તત્પર થઈ ગયો છે ને જીવને જીવરૂપમા સ્થાપી રહ્યો છે તે **प्रारब्ध,** જ્યારે જીવનું જીવપણું જતું રહી પોતાના સ્વત રૂપને પામેછે ત્યારે પ્રારબ્ધનો તેજ ક્ષણે ક્ષય થઇ જાય છે. હવે **क्रियमाण** કર્મ શું છે તે જાણવાનું રહ્યુ જોકે **संचितथी प्रारब्ध,** ને **प्रारब्धथी क्रियमाण** ને **क्रियमाण** થી વળી **संचित.** એ પ્રમાણે વિશ્વક્રમ ચાલ્યો જાય છે તો પછી જીવને કરવાપણું કયાં રહ્યુ ? પુરૂષાર્થ કરવાનું જીવને કયા રહ્યુ ? એ પ્રશ્ન તુર્તજ ઉભો થાય છે. **क्रियमाण** એ જો કર્મનો ભાગ પાડવામાં આવ્યો છે તો તેમાંજ જીવનું કાંઇ કર્તવ્ય સમાએલું છે **क्रियमाण** એટલે કરાતું–તો પછી તેનો કોઇ કર્ત્તા હોવોજ જોઇએ, એ કર્ત્તા તેજ જીવ. જો કે **क्रियमाण** કર્મની વ્યાખ્યા એવી છે કે **प्रारब्धने**

આધિન થઈ, જીવ જે કાંઈ કરે તેનુ નામ ક્રિયમાણ એ ક્રિયમાણ
કર્મ પ્રારબ્ધ સાથે જેટલુ ભોગવી જવાય તેટલુ
ભોગવવુ રહે, તે સચિતમા ભળી જઈ નવા જન્મ
ભોગવવા માટે તૈયાર થઇ જાય છે ક્રિયમાણ
પ્રારબ્ધજ છે, કેમકે તેના ઉપર આરબ્ધની સત્તા
કરવાપણાનો તેમા હિસ્સો સમાએલો છે ને તેથીજ
એવુ નામ આપવામા આવ્યુ છે પ્રારબ્ધ શબ્દ
સમજ્યા વિના ક્રિયમાણનુ ખરૂ સ્વરૂપ સમજા
સમજવા અથ વેદાત તરફ દ્રષ્ટિ કરી જોતા સ્પષ્ટ
ઇશ્વર અકર્તા રૂપ છે તો પછી તે અમુક નિયમો શા
અકર્તા ને કરવાપણુ રહ્યુજ કયા ? એ તો પ્રારબ્ધ
છતા તેમા ફેરફાર ન થઈ શકે એમ પણ નથી ક
નિયમી દેનાર કોઈ છે નહિ ઇશ્વર અકર્તારૂપે ર
જે કાંઈ થાય છે તે અનાદિ કર્મને યોગે એ કર્મમ
જીવ ક્રિયમાણ કર્મને યોગે કાંઈ શક્તિ ધરાવે છે
કર્મને અવકાશ ન આપવામા આવે, ને ઇશ્વરે
પ્રમાણેજ ભોગવવાનુ છે એમ પ્રારબ્ધનો અથ ક
જન્મ વ્યવસ્થા નિરર્થકજ થઇ જાય વારવાર જન
એ છે કે જીવ ઉત્તરોત્તર ઉત્તમ અવસ્થાએ પહો
ગીતાનો અધ્યાય ો શ્લોક ૪૫મો શ્રીકૃષ્ણ ભ
શુ કહે છે ?

प्रयत्नाद्यत मानस्तु योगी संशुद्ध किल्बिष
अनेकजन्मससिद्धस्ततोयाति परा गतिम्

જો અલ્પ પ્રયત્નવાળો યોગી પરમ ગતિને
યોગ માર્ગમા ઉત્તરોત્તર અધિક અધિક પ્રયત્ન કર
ભ્યાસથી પાપ રહિત થએલો એવો યોગી અનેક
પામેલા યોગવડે સારો જ્ઞાની થઇને શ્રેષ્ઠ ગતિ પામે
શુ કહેવુ ?

આ ઉપરથી ચોખ્ખું સમજાય છે કે **ક્રિયમાણ** કર્મની દોરી જીવનાં હાથમાં રહેલી છે. જો **પ્રારબ્ધનું** પ્રબળ વિશેષ હોય તો પ્રયત્ન કર્યા છતાં પણ પરાજય પામે છે; પરંતુ જીવ જો ઉન્નત ભાવથી એ બાબત મથન કર્યા કરે છે તો આગળ વધી શકે છે. **ક્રિયમાણ** કર્મદ્વારા જીવ પોતાની સ્થિતિ ફેરવવા મથન કરવા જતા જય પરાજય પામે છે, વખતે જય પામે છે, વખતે જય નથી પામતો; તેનું કારણ એ છે કે જો **પ્રારબ્ધ** અધિક બળવત્તર હોય છે તો **ક્રિયમાણ** કર્મ પરાજય પામે છે. તોપણ એ તો સિદ્ધ છે કે પુન પુન જન્મનાં યોગે જીવ **ક્રિયમાણ** કર્મદ્વારા ઉત્તરોત્તર વૃદ્ધિ પામી ઉત્તમ અવસ્થાએ પહોચી શકે છે.

એકજ માણસ મહા બુદ્ધિમાન, એક મહા મૂર્ખ, એક સુશીલ, સગા બે ભાઈઓની બુદ્ધિમા તફાવત. એકનો જન્મ મોટા ભૂપતિને ઘેરે ને એકનો જન્મ ગરીબ વાઘરીને ઘેરે, એક જન્મની સાથે કરોડોનો ધણી થઇ બેસે છે ને એકને ટૂકડા રોટલા કાજે આખો દિવસ રઝળવું પડે છે

સરખો પ્રયત્ન કર્યા છતાં એકને સારો લાભ અને એકને હાની; એક શઠ અને એક ઉદાર આ બધાનું કારણ તપાસીએ તો એકજ છે ને તે એ કે, પોતે અનેક જન્મમા જે જે કર્મો ઉત્પન્ન કર્યા છે તે કર્મને યોગે કર્માનુસાર વ્યવસ્થા જીવને એ સ્થિતિમા લાવી મૂકે છે. મરણ સમય સૂધિમા જેટલાં કર્મો ભોગવાયાં હોય છે તે ભોગવાયા અને પુનર્જન્મની સાથે જ્યાંથી ભોગવવું અટક્યું હોય છે, ત્યાથી શરૂ થાય છે. જીવ સર્વદા સુખનીજ ઈચ્છા રાખે છે પોતાને સુખ થાય એજ રીતે પ્રવર્તે છે ત્યારે સુખ એ શુ ? દુખની ઉત્પત્તિ કેવી રીતે થઇ? વૃદ્ધિ, હાની, જય, પરાજય એ બધું આ વિશ્વવ્યવસ્થામાં કયાંથી આવ્યું? અદ્વૈતમા દ્વૈત ભાવ કયાથી થયો? વાસ્તવિક શું છે? તેમજ **જીવને સ્વત. કાંઈ કર્તવ્ય છે કે નાહિ?** અને છે તો એ કયું કર્તવ્ય? તે હવે પછી સ્પષ્ટ સમજાશે.

(અપૂર્ણ)

(કવિ ભ. દું.)

# विद्याविलासी भोजराजा

(ગયા અંકના પૃષ્ટ ૨૭૪ થી)

વત્સરાજનું આવું નિષ્કપટ સરલ હૃદય જોઈ, ભોજકુમાર એકદમ દોડી તેની કોટે વળગી પડયો, ને તેને આલિંગન કરી કહ્યું હે કાકા, હે મંત્રી! આપ આ વાતનો કંઈ પણ શોચ કરશો નહિ પરમાત્માની ઇચ્છા પ્રમાણેજ થાય છે તમારા હૃદયમાં જે દયાનો સંચાર થયો ને રૂડી બુદ્ધિ સૂઝી તે પણ એ પ્રભુની ઇચ્છાથીજ

अरक्षित तिष्टति दैव रक्षित, सुरक्षित दैवहत विनश्यति ।

जिवत्यनाथोपिवनेविसाजत कृत प्रयत्नोपिग्रहेन जावति ॥

દૈવ જેનું રક્ષણ કરનાર છે તેને અઘોર અરણ્યમાં પણ મારી નાખવા કોઇ સમર્થ નથી ને દૈવ જેને મારવા ધારે છે તેની રક્ષા હજારો સાધનો કે સહાયકોથી થઇ શક્તી નથી

વત્સરાજ તો ભોજની ઉત્તમ બુદ્ધિ ને તેના ઉચ્ચ ભાવથી શરમાઈ ગયો, ને મનમાં વિચાર કરવા લાગ્યો કે અહા! પ્રભુએ મને મોટા પાપમાંમાંથી આ સમયે બચાવી લીધો છે જો આ વખતે મારા અંત કરણમાં સાત્વિક બુદ્ધિની પ્રેરણા ન થઈ હોત તો મેં કેવું અનિષ્ટ કૃત્ય કરી નાખ્યું હોત! અરેરે તે પછી મારી શી દશા થાત! રૌરવ નરકમાં પણ મારો સમાસ ન થાત, કેવી અધમ સ્થિતિને ભૂખ્યા પછી હું પ્રાપ્ત કરત અને લોકોમાં તો મારી જે અપકિર્તિ થાત તેથી મારૂં જીવત ઝેર સમાન થઇ દુર્લભ માનવ દેહને કોડીની કિમ્મતનો કરી નાખત

વળી વિચાર કર્યો કે લોભી અને ઘાતકી મુંજને મારે શો જવાબ દેવો? જો ભોજનું માથું નહિ દેખાડું તો મારૂં માથું ધડ ઉપર એ દુષ્ટ રહેવા દેશે નહિ છતાં મારૂં માથું જાય તો ભલે પણ ભોજને તો બચાવવો એમ નિશ્ચય કરી એક હરણનો શિકાર કરી તેનું માથું પોતાની સાથે લઇ લીધું ને ભોજકુમારને રથમાં બેસાડી કોઇ ન જાણે તેમ મોડી રાત્રે પોતાની ઘેરે લઇ આવ્યો

પોતાની ચતુર સ્ત્રીના કહેવા મુજબ ઘરના એક ગુપ્ત ભોંયરામાં ભોજને છુપાવ્યો

બીજે દિવસે વત્સરાજ મુંજ પાસે ગયો ને પેલું રૂમાલમાં વિંટેલું હરણનું માથું બતાવ્યું. મુંજ આ કપટકળા સમજ્યો નહિ તે, તો બહુ ખુશ ખુશ થઇ ગયો ને વત્સરાજને મોટી પહેરામણી આપી.

તે પછી વત્સરાજે ભોજનો વટપત્ર ઉપર લખેલો શ્લોક મુંજના હાથમાં આપ્યો

माधाता सुमहीपति. कृतयुगेलंकार भूतोगतः
सेतुर्येन महोदधौ विरचितः क्वासौदशास्यान्तकः ॥
अन्येचापि युधिष्ठिर प्रभुतयोह्यस्तंगता भूपते ।
नैकेनापिसमंगतावसुमती मन्येत्वयायास्यति ॥

આ શ્લોક વાંચી મુંજ તો આભોજ બની ગયો પોતાના દુષ્કૃત્યનો તે વિચાર કરવા લાગ્યો. અહા! મેં કેવું ઘોર પાપ કર્યું! જેણે મા'શ ઉપર વિશ્વાસ રાખી પોતાના પ્રાણ સમાન પુત્રને તથા રાજ્યને મા'રે સ્વાધિન કર્યું તેનાજ પુત્રનો ઘાત કરાવ્યો. મો'ટા ભાઇ સિંધુલ રાજાજે સ્વર્ગમા વિરાજે છે ને જે મને પોતાના પ્રાણથી પણ અધિક ગણતા તેનાજ પુત્રનો મેં વધ કરાવ્યો!!!

હાય હાય! હું કેવો ઘાતકી! શું હું અજરામર છું? શું મા'રે માથે મ્હોત નથી? ઘડીના છઠ્ઠા ભાગમાં કે આજ ઘડીએ મા'રૂં મ્હોત કા ન હોય? એમ કહી મ્યાનમાંથી તરવાર કાઢી પોતાનો શિરચ્છેદ કરવા જાય છે કે વત્સરાજે દોડીને તુર્ત્તજ મુંજનો હાથ પકડી લીધો. મહારાજ મહારાજ આ શું કરો છો? શું આમ કલ્પાત કરવાથી કે આત્માહત્યાથી ભોજ પાછો મળી શકશે?

મુંજે કહ્યુ નહિ વત્સરાજ, તમે મને અડશો નહિ. મા'રા જેવા પાપીથી તમે દૂર રહેજો હું કેવો દુષ્ટ! કે રત્ન જેવા પુત્રનો નાશ કરી ખુશી થાઉં છું. હું જગતમાં લોકોને મોઢું કેમ દેખાડી શકીશ? સમસ્ત વિશ્વ મારા નામ ઉપર થૂકશે મા'રો ફિટકાર કરશે અરેરે મને આવી દુર્બુદ્ધિ કયાથી પ્રાસ થઇ?

વત્સરાજ! આ શ્લોક વાચતા મા'રૂ હૃદય ભેદાઇ જાય છે પૃથ્વી, કે જે કોઇની થઇ નહિ તે શુ મા'રી થશે? કેવો બુદ્ધિશાળી ભોજ! તેના એકજ શ્લોકથી મા ગ હૃદયમા જે અસર થઇ છે અહા! તે અસર જીવિત પર્યંત આ અતરમાથી ખસે તેમ નથી મા'રા ડાહ્યા ભોજ, તે આવી શિખામણ મને પહેલેથી કા ન ન્ધી? અરેરે પણ મે પાપીએ તેને મા રી પાસે પણ કયા આવવા દીધો હતો? ખરે હુ કોઇ બુદ્ધિથી ન કલ્પી શકાય એવા ભયકર કિટ કૃમીથી ને રક્તમાસથી ભરેલા નર્કનો વાસી થઇશ ને હજારો કલ્પ વહ્યા જશે છતા મા'રો તો તેમાજ વાસ રહેશે

ભોજે આ શ્લોકમા જે લખ્યુ છે તે સત્યજ છે માધાતા જેવા મહારાજા કે જેને સમસ્ત પૃથ્વી વરી હતી, યુધિષ્ઠિર જેવા સત્યવાદી રાજા જેની યશસ્વી કીર્ત્તિ આજે પણ જગતમા ગવાઈ રહી છે ને સાક્ષાત્ પૂરણ પુરૂષોત્તમ શ્રી રામચદ્રજી જેણે સમુદ્ર ઉપર પત્થરાઓ તરાવી સેતુ બાધી રાવણનુ ચૌ૦ ચોકડીનુ રાજ્ય ધૂળધાણી કરી નાખ્યુ તે સર્વે રાજાઓ આજે કયા છે? સર્વે કાળને શરણ થયા ને કોઇ પણ પૃથ્વીને કે લક્ષ્મીને સાથે લઈ ગયા નહિ ત્યારે શુ આ પૃથ્વી મા'રી સાથે આવશે એમ? અ લક્ષ્મીના ભડારો શુ મા રા ભેળા ચાલશે? અરેરે ખરે! હુ તો હાથ ઘસતોજ જવાનો ને જે આ પુત્રને મા'રી ખનની પોટકી બાધી છે તેનો બોજો સાથે લઈ જવાનો રે! મા'રી શી દશા થશે! પ્રભુને હુ શુ જવાબ દઇશ? ને કાલ્યુ પરમાત્માના દિવ્ય સ્થાનમા વિહાર કરતા સિધુલ રાજા મને પોતાના કુમાર ભોજના સમાચાર પૂછશે ત્યારે હુ અધમ તેને શુ ઉત્તર દઇશ? હાય હાય! ભોજકુમારની માતુશ્રી આ સમાચારથી મરી જશે! ઓહ! આહ! ઓ પ્રભુ મા'રૂ શુ થશે? હે જગનિયતા તુ મા રો ભોગ લઇને ભોજને જીવતો કર આ પાપીનુ અહીં કઈ પણ કામ નથી, આ પાપી રાજાના નામને લાયક નથી મા'રા જેવા દુષ્ટ ઘાતકીને તુ રૌ૨વ નર્કમાજ ફેકી દે! (એમ બોલતા બોલતા બેશુદ્ધ થઇ જતા ભોયપર પડી જાય છે) અપૂર્ણ

(કવિ ભટ્ટ)

## સદ્ધર્મ શ્રેણી.

( ગયા અંકનાં પૃષ્ટ ૨૮૮ થી )

**दम**—ચોર અથવા લૂચ્ચા લોકો ઉપર વિજય મેળવવો એનું નામ દમ નહિ પરંતુ ઇંદ્રિયો ઉપર વિજય મેળવવો એનું નામ દમ.

**तितिक्षा**—સહન કરવાની શક્તિને તિતિક્ષા કહે છે. એટલે કંઇપણ ભાર ઉપાડવાની શક્તિ એને તિતિક્ષા સમજવાની નથી પરંતુ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થએલા દુ:ખને ધિરજથી સહન કરવા તેનુ નામ તિતિક્ષા.

**धृति**—અંતરને ઉદ્વેગની સ્થિતિમાં ન રાખવું. એનું નામ ધૃતિ અથવા ધિરજ નથી પરંતુ જીંહ્વા તથા ઉપસ્થના વેગને અટકાવવા એજ ધૃતિ.

**दान**—ધન આપવું એનું નામ દાન નથી, ખરૂં દાન તો એ છે કે પ્રાણીઓનો દ્રોહ તજી દેવો.

**तप**—ચાંદ્રાયણાદિક વૃત્ત કરવાં એ તપ નહિ પણ ભોગની ઉપેક્ષા કરવી એનુ નામજ તપ છે.

**शौर्य**—પરાક્રમ બતાવવું એ શૌર્ય નથી પરંતુ વાસનાઓને રોકવી એજ શૌર્ય છે.

**सत्य**—સાચું બોલવું એટલેથીજ સત્યની સીમા બંધ થતી નથી તે સાથે બ્રહ્મનો પણ વિચાર કરવો.

**ऋत**—ફક્ત સત્ય બોલવું એ ઋત ન કહેવાય પરંતુ સત્યની સાથે પ્રિય વાણી ઉચ્ચારવી તેને પંડિતો ઋત કહે છે.

**शौच**—મળનો ત્યાગ કરવાથી શૌચ ક્રિયા પૂર્ણ થતી નથી પરંતુ કર્મમા પ્રીતિ ન રાખવી એજ સત્ય શૌચ છે.

**त्याग**—કોઇ વસ્તુને છોડી દેવી એ ત્યાગ નહિ પણ સર્વ પ્રાણીમા સમાનપણે જોવું એનું નામ ત્યાગ અથવા સંન્યાસ.

**उत्तम धन**–પુત્ર પૌત્રાદિક તથા ભોગના પદાર્થો એ ઉત્તમ ધન નથી, ઉત્તમ ધન તો ધર્મજ છે

**यज्ञ**–ક્રિયારૂપ અથવા મિત્તિ સંપાદન કરવાના હેતુથી યજન કરવામા આવે તે યજ્ઞ નહિ પરંતુ પરમાત્મારૂપ જાણી યજન કરવામા આવે તેનુજ નામ યજ્ઞ

**दक्षिणा**–સુવર્ણાદિક આપવુ તેનુ નામ દક્ષિણા નહિ પરંતુ જ્ઞાનનો ઉપદેશ કરવો એજ ખરી દક્ષિણા છે કારણ કે તેથી યજ્ઞરૂપ વિષ્ણુ પ્રસન્ન થાય છે

**पुरुषनु बळ**–શત્રુઓને હરાવવા એ બળ નહિ પરંતુ મનરૂપી શત્રુ કે તેને સ્વાધિન કરવા અર્થે પ્રાણાયમ કરી મનને કબજે લાવવુ એજ પુરૂષનુ શ્રેષ્ઠ બળ કહેવાય

**भग**–ભાગ્ય એ ભગ નહિ પરંતુ પરમાત્માના રહેલા ઐશ્વર્યાદિક છ ગુણને જાણવા ને તેમા પ્રીતી કરવી એનુ નામ ભગ

**लाभ**–પુત્રાદિક પ્રાપ્ત થાય એ લાભ નહિ પરંતુ પરમાત્માની ભક્તિ કરવાની રૂચી થાય એનુ નામ લાભ

**विद्या**–શાસ્ત્રો જાણવા એ વિદ્યા નહિ પરંતુ આત્માને મૂળ સ્વરૂપે ઓળખવો એનુ નામ વિદ્યા

**लज्जा**–માત્ર લજાવુ એનુ નામ લજ્જા નહિ પરંતુ દુષ્ટ કર્મ ત્યાગ કરવાનો વિચાર થાય ને તે દુષ્ટ કામ કરતા અટકી જવુ એનુ નામ લજ્જા

**उत्तम भूषण**–અલંકારાદિ ધારણ કરવા એનુ નામ ભૂષણ નહિ પરંતુ તૃષ્ણાનો ત્યાગ કરવો એજ ઉત્તમ ભૂષણ છે

**सुख**–ભોગ ભોગવવા એનુ નામ સુખ નથી પરંતુ દુઃખમા દુઃખી ન થઈ જવુ ને સુખમા હરખાઈ ન જવુ એનુ નામ સુખ

**दुःख**–શરિરમા રાગાદી ઉપદ્રવો થાય એનુ નામ દુઃખ નહિ પરંતુ વિષય સુખની વાંછના થાય એનુ નામજ દુઃખ જાણવુ

પંડિત–શાસ્ત્રો ભણી ગયો હોય તે પંડિત નહિ પરંતુ બંધ અને મોક્ષને યથાર્થ રીતે જાણે તેનુજ નામ પંડિત

**मूर्ख**-શાસ્ત્રો ન જાણતો હોય તે મૂર્ખ નહિ પરંતુ જેનામાં હું કરૂં છું હું કરૂં છું એવો અભિમાનનો કેફ હોય તેજ મૂર્ખ.

**सुमार्ग**-કાંટા વગરનો વાળી ઝાડીને સાફ કરેલો તથા રસ્તે ઝાડો રોપીને છાયા કરેલો માર્ગ સુમાર્ગ નહિ પરંતુ પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર નિવૃત્તિ માર્ગને સુમાર્ગ જાણવો.

**कुमार्ग**-હિંસક પ્રાણીનો કે ચોરનો ભય જણાય તે માર્ગ કુમાર્ગ નહિ, પરંતુ કુમાર્ગ તો એજ કે જેથી ચિત્તને વિક્ષેપ થાય.

**स्वर्ग**-જ્યાં દેવતાઓ વસે છે તે સ્વર્ગ નહિં પરંતુ અંતઃકરણમાં સત્વ ગુણની વૃદ્ધિ થાય એનું નામજ સ્વર્ગ.

**नर्क**-કુંભીપાકાદિક નર્ક નહિ પરંતુ તમો ગુણની અંત.કરણમાં વૃદ્ધિ થાય એજ નર્ક ખાણ.

**बंधु**-ભાઈ ખરો બંધુ નથી પરંતુ સદ્ગુરૂ કે જે પરમાત્મા સ્વરૂપ છે તેનેજ બંધુ જાણવો.

**घर**-પથ્થરનું કે ઇંટનું બાંધેલું એ ઘર નહિ પણ મનુષ્યના શરીરને ઘર રૂપે જાણવું.

**धनवान**-પૈસાવાળો ધનવાન નહિ, પરંતુ જેનામાં સદ્ગુણનો ભંડાર છે તેજ ધનવાન.

**दरिद्र**-નિર્ધન હોય તે દરિદ્ર નહિ પરંતુ અસંતોષીને દરિદ્ર જાણવો.

**कंगाळ**-ગરિબ હોય તે કંગાળ નહિ પરંતુ જે ઇંદ્રિયોથી જીતાઈ ગયો છે તેનેજ કંગાળ જાણવો.

**स्वतंत्रता**-રાજ્ય મળવાથી કે રાજા પણ પ્રાપ્ત થવાથી સ્વતંત્રતા મળતી નથી પરંતુ જેની વિષયમાં પ્રીતી નથી તેજ સ્વતંત્ર છે ને તેનેજ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ જાણવી.

મનુષ્યાવતાર પામી જે મનુષ્ય આ શ્રેણી ઉપર ચડી ગયા છે તેઓ નિર્વિઘ્ને મોક્ષ ધામને હાથ કરી જન્મ મરણના ચક્રમાંથી છૂટી ગયા છે, તે કારણથી મુમુક્ષુ જનોએ સર્વ શાસ્ત્રના સારરૂપ આ સદ્ધર્મ શ્રેણીનો માર્ગ ગૃહણ કરવો.

(કવિ ભગવાનલાલ ડુંગરશી.)



## પ્રિયવ્રત-બ્રહ્મા

(પૃષ્ઠ ૧૭૫ થી સાધન)

વળી ભગવદ્ ગીતામા પણ કહેલુ છે કે—

अनाश्रित कर्म फल कार्य कर्म करोति य
स स यासीच योगीच-न निरग्निर्नचाक्रिय ॥

એટલે કર્મના ફળમા આસક્તિ નહિ કરતા જે પોતાના કર્તવ્ય કર્મો કરે છે તે જ સ ન્યાસી અને યોગી છે પણ અગ્નિનો ત્યાગ કરવાવાળો અથવા ક્રિયાનો ત્યાગ કરવાવાળો સન્યાસી કે યોગી નથી માટે આસક્તિનો ત્યાગ અવશ્ય કરવા યોગ્ય છે

**પ્રિયવ્રત**–એ આસક્તિનો ત્યાગ કેમ બને ?

**બ્રહ્મા**–યોગનો આશ્રય કરવાથી

**પ્રિયવ્રત**–યોગ એટલે શુ ?

**બ્રહ્મા**–ચ ચળ મનોવૃત્તિને સ્થિર કરવાનો ઉપાય

**પ્રિયવ્રત**–એ મનોવૃત્તિનો જય કેમ થઇ શકે ? એ મનોવૃત્તિ અતિશય પ્રબળ છે, અને એ મનોવૃત્તિ ક્ષણે ક્ષણે સ સારમા આસક્તિ કરાવવાવાળી છે એટલા માટે એ મનોવૃત્તિને જીતવા સારૂ મારૂ આ વનવાસમા આવવુ થયુ છે માટે કહો કે—સ સારમા રહેવાય-અને મનોવૃત્તિ જીતાય, તથા અસત્ પ્રપ ચથી ભય ન થાય એવો કાઇ ઉપાય છે ?

**બ્રહ્મા**–હા અને તે મે તને કહ્યો તેજ ઉપાય છે વળી શ્રીકૃષ્ણે પણ અર્જુન પ્રતિ કહેલુ છે કે योगस्थ कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय। (भगवद् गीता) હે અર્જુન ! સ ગનો ત્યાગ કરી યોગ માત્રનો આશ્રય કરી અને કર્મનો આદર કર

કારણ કે—

૧ જ્ઞાન વિના મોક્ષ થતો નથી
૨ મનની ચ ચળતામા જ્ઞાન પ્રાપ્ત થતુ નથી
૩ અને યોગ વિના મનનુ ચ ચળપણુ જતુ નથી

આ શ્રીકૃષ્ણના વચનને આધારે, યોગનો આશ્રય કરી સંસારમાં રહેવાથી ભય નિવૃત્તિ અને મોક્ષ થશે. વળી आश्रमादाश्रमंगच्छेत् એ વચનાનુસાર પણ ગૃહસ્થાશ્રમનો તો અવશ્ય આદરણીય છે. વળી ગૃહસ્થાશ્રમ એ કર્મ માર્ગનું નિવાસસ્થાન છે. માટે યોગ એટલે રાજયોગદ્વારા, મનનુ નિયમન કરી અને જનકાદિકની પેઠે લોક સંગ્રહ માટે કર્મનો આશ્રય કરી, જ્ઞાન સંપાદન કરવાથી સંસારમા પણ અસત્ પ્રપંચ બાધ કરી શકતો નથી. વળી ભય સર્વત્ર છે. સંસારમાં છે અને વનવાસમાં નથી એવું નથી.

**प्रियव्रत**-પિતામહ ? એમ કેમ કહોછો. શું ભય વનવાસમાંપણ છે?

**ब्रह्मा**-હા ! પુત્ર ! વનવાસમાં પણ છે. અને હું તેટલા માટેજ તને બોધ કરવાને આવેલો છું-માટે સાંભળ.

भयंप्रमत्तस्थवनेष्यपिम्यात्यत सआस्तेसहषट्सपत्न
जितेंद्रियस्थात्मरतेर्बुधस्थ गृहाश्रमः किंतुकरोत्यवद्यम् ॥ १ ॥
यःषट् सपत्नान् विजिगीषमाणो गृहेषु निविश्ययतेतपूर्वम्
अत्येतिदुर्गाश्रित ऊर्जितान–क्षीणेपुकामंविचरेद्विपश्चिन् ॥ २ ॥
त्वंव्वजनाभांघ्रि सरोजकोश दुर्गाश्रितोनिर्जितषट्सपत्न
भूंक्ष्वेहभोगान् पुरुषाति दिष्टान् विमुक्तसंगः प्रकृतिं भजस्व=॥३॥

પુત્ર ઉપરના ત્રણ પદ્યોવડે બોધ કરી અને મારે તને આટલુંજ કહેવાનુ છે કે જે પ્રમત્ત અર્થાત્ ગાફલ છે. એટલે જેણે ઇંદ્રિયો ને મન જીતેલાં નથી, તેને તો, વનમા તો શું પણ વનની અંદરનાં વનોમાં જઇ અને વસવામા પણ ભય છે, કારણ કે તેની સાથે છ શત્રુઓ છે. એ છ શત્રુઓ કોણ છે? એ છ શત્રુઓ મન અને પાંચ ઇંદ્રિયો મળીને છ છે. જેઓ ત્યાગ કરીને જાય છે તેઓ સ્ત્રી પુત્રાદિ વગેરેનો ત્યાગ કરીને જાય છે. પણ જેનો ભય છે. એવા છ શત્રુઓ જેઓ ગુપ્ત રહેવાવાળા છે તેઓ તો સંગમા આવે છે. એટલે મન ઇંદ્રિયોને તો સાથેજ લઇ જાય છે. કારણ તેનો ત્યાગ થતો નથી. અને તેથી મનના અસ્થિરપણાને લીધે જ્યારે વનમાં પણ ઇંદ્રિયોને અવકાશ મળે છે ત્યારે તેથી સંસારાભિમુખ

વૃત્તિ થાય છે અને તેથી ભય એટલે સ સાર, અથાત્ જન્મ મરણ થાય છે તેથી ઉલટુ સ સારમા રહી અને જ્ઞાનવડે જેણે મન ઇ દ્રિ-ચોને નિયમમા રાખેલી છે, તેને ગૃહસ્થાશ્રમ રાગાદિ દોષને ઉત્પન્ન કરતો નથી અને તેથી સ સાર નિવૃત્ત થાય છે માટે જેને એ શત્રુ ગણુને જીતવાની ઇચ્છા હોય તેણે પ્રથમ ગૃહસ્થાશ્રમમા રહેવુ અને તેને જીતવાને યત્ન કરવો, બલવાન્ શત્રુઓને પણ દુર્ગ (ગઢ, કી લ્લો)નો આશ્રય કરવાથી જીતી શ-છે અને ગઢમા રહી સહાર કરતા કરતા જ્યારે શત્રુગણ ક્ષીણ થાય છે ત્યાર વિદ્વાન ઇચ્છા પ્રમાણે ફરે છે માટે હે પ્રિયવ્રત તુ કાઈ પ્રાકૃત પુરૂષોના જેવો નથી કે તારે ગૃહસ્થાશ્રમના રહી યત્ન કરવો પડે, તુ તો ભગવાનના ચરણારવિ દની કોશ રૂપ અથાત્ પ્રભુના આશ્રયરૂપ કિલ્લામા છે માટે એ છ શત્રુઓનો પરાજય કરી અને ઇશ્વરે અર્પણ કરેલા ભોગ વૈભવને ભોગવી નિ સ ગ બની સ્વસ્વરૂપને પામ અથાત્ આત્મ નિષ્ઠ થા

**પ્રિયવ્રત**–ઠીક પિતામહ ! આપના વચનોનો આદર કરૂ છુ આપના વચનો અમૃત સમાન છે હવે હુ આપને નમન કરી મારા પિતાજી સાથે રાજ્યમા જવાની રજા માગુ છુ

**બ્રહ્મા**–ઠીક ! પુત્ર જાઓ અને આજથી આર્ય પુત્રો તારી પેઠે પૂર્વજોની આજ્ઞાઓને પાળે। જ્યા સુધી આર્ય પુત્રો પૂર્વજોના માર્ગમાથી ભ્રષ્ટ નહિ થાય ત્યા સુધી તારો જેમ ભવિષ્યમા અપૂર્વ ઉદય થવાનો છે, તેમ તેઓનો પણ અપૂર્વ ઉદય થયા કરશે આ મારા વચનો સુવર્ણાક્ષરોએ લખાવજે હુ હવે પછી બીજાઓને વાર વાર બોધ આપવાને આવીશ નહિ - પરતુ જેઓ ઉત્પથમા ચાલશે તેઓથી ઉત્કર્ષ ઘણો વેગળે જશે એટલુ કહી પ્રિયવ્રતને અભિન દન આપતા-કુશળમસ્તુ સ્વસ્ત્યસ્તુ બોલતા, હ સ ઉપર બેસી, આકાશમાથી ખરતા પુષ્પોની ધારાઓ વચ્ચે આકાશ મા । ઉડી ગ ।

પ્રિયવ્રત સ્વાયભુમનુ અને નારદ પણ જતા હુવા સ પૂર્ણ

અમૃતલાલ કુ વરજી વ (આવડ)

## मोक्ष व्यवस्थानुं दिग्दर्शन.

જ્ઞાનનાં સાત પગથીયાં જે મોક્ષપથમાં અગત્યનાં છે, ને જેને સપ્ત ભૂમિકા તરીકે ઓળખવામાં આવે છે: તેમાં વિરાગ, વિવેક, શમાદિસંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનના સમુદાયને મોક્ષપથની પ્રથમ ભૂમિકા કહે છે તેનેજ શુભેચ્છા કહેવામાં આવે છે. ચાલો આપણે તે સર્વનું રહસ્ય તપાસીએ

ભગવા ધારણ કરી ઘરબાર છોડી વનમાં ચાલી નીકળવું તે વિરાગ કહેવાય નહિ; સંસારી પણ વિરાગી હોઈ શકે સંસાર સાર વગરનો છે, એમ જાણી તેમા બંધાવું નહિ, તેમજ ઇંદ્ર સ્વર્ગાદિ પર્યંત પણ લોભાવું નહિ, તેમને તુચ્છ જાણવા, સર્વમય વૃત્તિ થઇ જવી. કંઇપણ વાછના ન રહે, ને બધું વિશ્વ આત્મવત્ થઈ જાય, તેનુ નામ વિરાગ વિરાગ તેજ પરપ્રેમ. વિરાગ પ્રાપ્ત કરવો તે સંસારના કર્મ મૂકયા પછીજ પ્રાપ્ત થાય એમ કેટલાકની સમજણ છે, પણ તે સમજમા મોટી ભૂલ છે. ખરો રાગી અને મહા પ્રેમી તો વિરાગીજ છે. અત્યંત અભેદ એજ વિરાગ. વિરાગનું યથાર્થ રહસ્ય પરિચ્છેદ ભાગવામા છે. કારણ કે પરિચ્છેદથી રાગદ્વેષની ઉત્પત્તિ થાય છે ને તેની સાથેજ કામના જન્મ પામે છે, એ કામનાને આધિન ન થઇ જવું તેનું નામજ વિરાગ કર્મમાં સર્વ અવર્ત્તજ છે પરંતુ કર્મથી બંધાવું નહિ તેનું નામ વિરાગ. વિરાગનું તત્વ એજ છેકે પોતાને પ્રાપ્ત થતા કર્તવ્ય યથાર્થ રીતે કરવા પરંતું તેમા આસક્તિ વડે બંધાઇ ન જવું. કાર્ય કરવા છતા કામના તજી દેવી. સંસાર છોડી ચાલ્યા જવું એ વિરાગ નથી, પણ વિરાગનાં સહાયક સાધન રૂપે ગણી શકાય. સુસ્ત થઇને પડી રહેવું કે વ્યવહારને માડી વાળવો એ વિરાગ નથી; વાસ્તવિક રીતે આળસ એ વિરાગવૃત્તિમા અડચણ કરનારજ છે.

નિદ્રા, ચિત્તની ચંચળતા, વિષયોની વાંછના, ને વિષયભોગ એ સર્વ વિરાગમાં ભંગ પાડનારા છે ને પરમ વિરાગી તેને તજી દે છે. વિષયોનું અલ્પ ધ્યાન ધરાવનારાઓ પણ વિરાગની મહા સમ :

ધીથી ભ્રષ્ટ થઈ જાય છે કેમકે વિષયોની વાંછનાથી કામના પ્રકટે છે, કામના પૂર્ણ ન થાય એટલે ક્રોધ ઉત્પન્ન થાય છે ને ક્રોધથી મોહ ને મોહથી વિવેકનો નાશ થાય છે એ પ્રમાણે વિષયોની વાંછના કે કામના ઉત્તરોત્તર વૃદ્ધિને પામી મનુષ્યવૃત્તિને વિરાગ પામવા દેતી નથી, તો પછી જેનામા વિરાગ નથી તેનામા વિરાગનો સહાયક વિવેક ક્યાથી આવે ? મોક્ષધામ કે પરમાનંદ રૂપી હવેલીનો પાયો વિરાગજ છે, પરંતુ જેમ કાચા પાયા ઉપર ઇમારત ટકી શકતી નથી, તેમ વિરાગરૂપી ઉંડા પાયા ખોદ્યા વગર મોક્ષ ધામની ઇમારત બાંધી શકાતી નથી, ને કદાચ્ બાંધવામા આવે છે તો તે વિષયોના વાવાઝોડાથી કડડભૂ કરતી તૂટી પડે છે, તે સારૂ વિરાગ રૂપી પાયો પ્રથમથીજ પાકો કરવો યથાર્થ વિરાગ પ્રાપ્તિની સાથે વિવેકનો ઉદય થાય છે, એ પ્રથમ ભૂમિકાનુ બીજુ સાધન છે સત્ય અસત્ય સમજાય, નિત્ય અનિત્ય સમજાય, ને અંતરમા જ્ઞાનની જ્યોતિ પ્રકટી અજ્ઞાન રૂપી અંધકાર દૂર થાય એનુ નામ વિવેક તે પછી પ્રથમ ભૂમિકાના ત્રીજા સાધનમા શમાદિ ષટ્સંપત્તિ આવેછે — બાહ્યેદ્રિયોને નિયમમા રાખવી તેનુ નામ શમ, ને વૃત્તિ માત્રને અંતર્મુખ કરવી તેનુ નામ દમ બહાર તથા અંતરની ઇંદ્રિયોને જીતી લેવી તેજ શમ તથા દમ એમ ઉભય ઇંદ્રિયો શાંત થઈ કામના માત્રનો વિનાશ થતા એકરૂપતા થવા માંડે તે ઉપરમ તેમા અભિમાનનો અભાવજ છે મા'રા તા'રાનો ને સારા નરસાનો ભેદ ભાવ ઉપરતિ પામેલા યોગીમા હોતો નથી તે પછી તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન, એ શમાદિ સંપત્તિના આવશ્યક અંગ આવે છે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા કર્મો કરે જવા સુખદુઃખની દ્વંદભાવના મિથ્યા સમજવી, ને કામના તજી શાંતિથી વ્યવહારમા વિચરવુ એનુ નામ તિતિક્ષા એ સર્વ સાથે મેરૂ જેવી અચળ શ્રદ્ધા હોવી જોઇએ મનના સંકલ્પ વિકલ્પ મરી જવા જોઈએ ગુરૂ શાસ્ત્ર, ને પોતા ઉપર શ્રદ્ધા હોવી જોઇએ શ્રદ્ધા એ મોક્ષ વ્યવસ્થામા મહાન શક્તિ છે ને જેનામા એ શક્તિ આવતી નથી તે મોક્ષનો અધિકારી થતો નથી પ્રત્યેક જીવ પોતામય લાગે, સર્વ જગત્ બ્રહ્મમય ભાસે, ને પ્રેમના

પ્રભાવથી સંત્ ને જ્ઞાન એકજ રૂપે સમજાય તેમજ આત્મા આનંદ રૂપ સમજાય, તેનુ નામજ સમાધાન.

એવી રીતે શમાદિ સંપત્તિ પ્રાપ્ત કરવી તેનું નામ મુમુક્ષુતા. મુમુક્ષુતા તેનુંજ નામ કે મોક્ષ પામવાની ઇચ્છાથી જ્ઞાન પ્રાપ્ત કરવા અપરિમિત ઉદ્યોગ કરવો.

તે પછી દ્વિતિય ભૂમિકામા પ્રવેશ કરવાનો છે. તેમાં શ્રવણ, મનન ને નિદિધ્યાસન મુખ્ય છે.

શાસ્ત્રો વાંચી ને કે સાભળીને ગ્રહણ કરવાં તેને શ્રવણ કહે છે. તે વાંચેલુ કે સાંભળેલુ વિચાર પૂર્વક અનુભવમા લાવી અંતઃકરણમાં જમાવવું તેનું નામ મનન.

શ્રવણને મનન ઉપરથી જે એકજ નિશ્ચય ઉપર આવવું તેનું નામ નિદિધ્યાસન. જ્ઞાનમાં તદ્રુપ થઇ જવું એજ નિદિધ્યાસન. ભમરી જેમ કીડાને બચકુ ભરે છે કે તુર્ત્તજ કીડાને ભમરીનું જ્ઞાન થઇ જાય છે, ને તેજ ધ્યાનના પડેલો કીડો છેવટે ભમરી થઇને ઉડે છે; તે પ્રમાણે જ્ઞાનનો ચટકો લાગતા જ્ઞાનનુંજ ધ્યાન થઇ જાય ને જ્ઞાનમય થઇ જતાં કીડામાથી ભમરી બની ઉડી જવાય તેનું નામજ સિદ્ધજ્ઞાન. એજ નિદિધ્યાસન તે પછી મનનું એકાગ્રપણું તૃતિય ભુમિકામા આવે છે તે એકાગ્રપણું બહુજ સુક્ષ્મ રીતે થવુ જોઇએ તે પછી સત્વાપત્તિ; એ ચતુર્થ ભૂમિકાનું લક્ષણ છે. તેમાં જીવ શીવનું અભેદપણું જાણવાનુ છે. જીવ બ્રહ્મથી જુદો નથી વ્યક્તિરૂપ કે પરિચ્છેદરૂપ એ મિથ્યા ભાવ છે. એમ સુદ્દઢ રીતે થાય તે સત્વાપત્તિ કહેવાય. તે પછી અસંસક્તિ, એ પચમી ભૂમિકા છે. આ ભૂમિકામા બ્રહ્મ સાથે કેવળ એક થવા પણું છે.

પ્રેમ, પ્રેમ ને પ્રેમ કેવળ અભેદપણું, સ્વપણાનોજ નાશ, પોતાપણું મટી જવું, એકરૂપ થઈ જવુ, પોતાનોજ નાશ એ છઠ્ઠી ભૂમિકા

સપ્તમી ભૂમિકા તે મોક્ષ છે. કીટમાથી ભમરીજ થઇ જવું; પદાર્થ માત્રનો અભાવ એજ તુર્યાવસ્થા એજ સમાધિ કે જીવન્મુક્તિ,

એજ મોક્ષ, ભેદ ભાવનાનો નાશ ભેદ ત્રીજ જન્મ જાગમા ભમાવે છે ભેદ ભાવનાનો નાશ એવા મહાયોગી સર્વદા સમાધિસ્થજ છે ને સંસારમા વિચરતા છતા જનકવિદેહીની માફક તેઓ સર્વદા જીવન્મુક્તજ છે આ વ્યવસ્થામા મૃત્યુ પછી સ્થૂળનો અંતરાય ટળી જતા લિંગદેહના ધર્મ પ્રકાશે છે ને કેવળ મનોમય જીવિત કેવી રીતે ચાલે છે, તેમજ જન્મ મરણના અત્યંત અભાવ રૂપ મોક્ષ હોઇ શકે કે નહિ? મોક્ષની હદ કયા સુધી હોય છે? વગેરે વગેરે ગુપ્ત રહસ્ય હવે પછી સમજાશે

અપૂર્ણ

(કેશિ ભ દુ )

---

## कौरवोनी सभामां श्रीकृष्ण वष्टिए

(ગયા અંકના પૃ૮ ૨૦૫ થી)

બહુ સારૂ મહારાજ, આપની આજ્ઞા પ્રમાણે હુ રૂડી રીતિથી કૌરવોની સાથે સમાધાન કરવા ભીષ્મ તથા વિદુરને સમજાવી વષ્ટિની વાત ધૃતરાષ્ટ્રને ગળે ઉતારવાની પેરવી કરીશ, પરંતુ મને નથી લાગતુ કે અભિમાની દુર્યોધન વષ્ટિના ઉત્તરે

દ્રુપદ રાજાએ કહ્યુ, તમારાથી જેટલુ બને તેટલુ કરજો સમાધાન થાય તો સારૂ નહિ તો છેવટ લડાઇ તો છેજ

ઠીક છે, એમ કહી દ્રુપદર જાના ગોર હસ્તિનાપુર તરફે રવાના થયા બને પક્ષના સૈન્યનો જમાવ જોતા જોતા ગોરમહારાજ કેટલેક દિવસે હસ્તિનાપુરમા આવી પહોચ્યા, વિદુર અને ભીષ્મે તેમનો સારો સત્કાર કર્યો પછી કૌરવોની એકઠી થએલી સભામા ગોર મહારાજે વૃદ્ધિને યોગ્ય ભાષણ શરૂ કર્યુ

મહારાજા ધૃતરાષ્ટ્ર, તથા ભીષ્મ, વિદુર વગેરે રાજમંડળને મારી એટલી પ્રાર્થના છે કે —જુગારમાં પાંડવો સાથે જે કોલક

શર થયા હતા, તે પાંડવોએ યથાર્થ રીતે પાળ્યા છે તો હવે તેમને પોતાનો હક મળવો જોઈએ. આ રાજ્ય ઉપર જેટલો દુર્યોધનનો હક છે, તેટલોજ પાંડવોનો હક છે; છતાં સઘળું રાજ્ય દુર્યોધનજ દબાવી રાખે, પાંડવોને તેમનો હિસ્સો આપવામાં ન આવે, એટલુંજ નહિ પણ કપટ કળાથી હરેક પ્રકારે તેમના હક ડુબાડવાની તજવીજ કરવામાં આવે, ને તે મહારાજા ધૃતરાષ્ટ્ર, તથા ભીષ્મ જેવા રાજનીતિજ્ઞ પુરૂષો બેઠા બેઠા પરમ હંસની માફક જોયા કરે, એથી બીજું ખેદકારક પગલું કયું હોઇ શકે ? દુર્યોધન; પાંડવોને નિર્બળ સમજતો હોય તો તેમાં તે મોટી ભૂલ ખાય છે. એકલાજ અર્જુનનું બળ કૌરવોના તમામ દળને સંહારવા સમર્થ છે; વળી શ્રીકૃષ્ણની તેમને સહાયતા છે; તો કુરૂકૂળનો સંહાર થતો અટકાવો—પાંડવોનો જે હિસ્સો હોય તે તેમને આપો. એકજ બાપના દીકરાને જે કાંઈ મિલ્કત હોય તે સરખે હિસ્સે મળવી જોઇએ, એવા સનાતન ધર્મને હે મહારાજા ધૃતરાષ્ટ્ર તમે કેમ ભૂલો છો ? દુર્યોધન અને અર્જુનને તમારે સરખાજ ગણવા જોઇએ; તમારે સો પુત્ર નથી પણ એકસો પાંચ પુત્ર છે; એમ સમજી જે જેનો હીસ્સો હોય તે તેમને આપો. પાંડવો દુર્યોધનના ત્રાસથી ધુંધવાઈ રહ્યા છે તેમાં સમાધાનરૂપી જળ રેડી, શાંતીનું રાજ્ય પ્રવર્તાઓ.

ભીષ્મે ગોરની વાતને અનુમોદન આપી કહ્યું પાંડવોને હવે પોતાનો હક મળવો જોઈએ. યુદ્ધ કૌશલ્યમાં પાંડવો નીપુણ છતાં સલાહ સંપને ઇચ્છે છે એ ઘણું વખાણુવા લાયક છે. પાંડવોની એ સ્તુતિ કર્ણથી સંભળાઈ નહિ તે વચ્ચેજ બોલી ઉઠયો;—પારકા બળ ઉપર યુધિષ્ટિર, રાજ્ય ભાગ મેળવવાની ઇચ્છા રાખે છે, પણ મહારાજા દુર્યોધન વિરાટ કે દ્રુપદરાજાની બીકથી રાજ્ય ભાગ આપી દે એ આકાશ કુસુમવત્ છે, એ ઝાંઝવાના જળ સમાન છે; એ હવાઈ કિલ્લા છે. જુગારની રમતમાં પાંડવો હાર્યા તેમાં તેને વનવાસ વેઠવો પડયો, એમાં દુર્યોધનનો શો વાક છે ? તો પણ જો યુધિષ્ઠિરને રાજ્ય કરવાની હોસ હોય તો ફરી વાર તેણે વનવાસ ભોગવવો ને તે પછી રાજ્યની માગણી કરવી.

કર્ણના ગર્વિષ્ટ વચનથી ભીષ્મ એકદમ કોપી ઉઠયા, તેમને ધતરાષ્ટ્ર મહારાજા એ યુક્તિ પ્રયુક્તિથી શાંત કર્યા ને દ્રુપદ રાજાના ગોરનું રૂડી રીતે આશ્વાસન કરી, સંજયને પાંડવો પાસે મોકલુ છુ એમ કહી, વિરાટ તરફ રવાના કર્યો

તે પછી ધતરાષ્ટ્રે, સંજયને સભામા બોલાવી પાંડવોને શાન્ત કરવા મોકલવાની ગોઠવણી કરી,

સંજય! સત્ય વાત છે કે પાંડવોનો કંઇ પણ દોષ નથી, તેનો હિસ્સો તેને મળવોજ જોઇએ, પરંતુ હું લાચાર છુ કે દુર્યોધન તેમ કરવા લેશ માત્ર ખુશી નથી યુધિષ્ઠિર રાજા સત્યવાની અને તપસ્વી છે તેથી મને ભય રહે છે કે એનુ કલ્યાણજ છે ને મા'રા પુત્રોનું એમને હાથે અનિષ્ટ થઇ જશે, માટે જેમ બને તેમ યુક્તિ પ્રયુક્તિથી તા'રે પાંડવોને શાંત કરવા, જેથી તેના કોપના ભોગ મા'રા પુત્રો ન થાય

હસ્તિનાપુરથી નીકળેલો સંજય, કેટલેક દિવસે વિરાટ રાજાના ઉપલવ્ય ગામમા આવ્યો, પાંડવો ત્યા રહેતા હતા અરસ પરસના કુશળ સમાચાર પૂછ્યા પછી, યુધિષ્ઠિર રાજાએ સંજયને નિચે પ્રમાણે પ્રશ્નો કર્યા

હે સંજય! ગંધર્વો પાસેથી અર્જુન તથા ભીમસેને દુર્યોધનાદિને છોડાવ્યા હતા, તે વાતને ધતરાષ્ટ્રરાજાની સભામા કોઇ વાર યાદ કરવામા આવે છે કે કેમ?

એકલા અર્જુને, વિરાટના યુદ્ધમા કૌરવોનો પરાજય કર્યો હતે તે તો તેઓ ભૂલી ગયા હશે?

દ્રૌપદીના ચીર ખેચેલા, એ વખતની ભીમસેનની ઉગ્ર પ્રતિજ્ઞા યાદ કરી ધતરાષ્ટ્રરાજા ને કંપારી વછૂટી છે કે નહિ?

આજ દિવસ સુધિ અમોએ રાખેલી ધિરજ અને ભલાઇનો કોઇ વાર તમારી સભામા સંવાદ થયો છે? સંજય હું અંતઃકરણથી

હલગીર છું કે ભીષ્મ અને વિદુરજી જેવા ધર્મધુરંધર મહાત્માઓની સલાહને પણ ધૃતરાટ રાજા સ્વિકારતા નથી.

સંજયે કહ્યું, મહારાજા, આમાં ધૃતરાષ્ટ્રનો દોષ થોડો છે કેમ કે ક્લેશનું સ્વરૂપ તો દુર્યોધન છે, પરંતુ તેની આગળ ધૃતરાષ્ટ્રનું કશું એ ચાલતું નથી. એજ અનિષ્ટનો પાયો છે. યુધિષ્ઠિર રાજા તમે સમજુ અને ધર્માત્મા છો, તો આ ટંટો શાન્ત કરી નાંખવામાં તમારી શોભા છે.

શ્રીકૃષ્ણ દ્વારકાંથી પાછા ઉપલવ્યમાં કેટલાક દિવસથી આવેલા છે, તે પણ પાંડવોની આ સભામાં હાજર હતા. તેમની સમક્ષ સંજયે પોતાનું બોલવું પુન. ચાલુ કર્યું. સાંભળો—

જેવા પાડવો બળવાન છે, તેવા દુર્યોધન વગેરે પણ બળવાન છે, છતાં એક બીજાનાં લોહી રેડી રાજ્ય ભાગ લેવો તેના કરતાં તો શાંતીથી વનમાં વસવું એજ ઉત્તમ છે. કોણ જીતશેને હારશે તે તો દેવ જાણે, પરંતુ કદાચ્ કૌરવોનો વિનાશ કરી પાંડવો રાજ્ય પ્રાપ્ત કરે તો પણ તે ધૂળ સમાન છે; કારણ કે ગોત્ર હત્યા એ બ્રહ્મ હત્યા તૂલ્ય છે ને તેથી શ્રીકૃષ્ણ તથા અર્જુને, મારા વચનને સમ્મત થવું જોઇએ.

યુધિષ્ઠિરે કહ્યું, સંજય ! લડાઈ ન થાય સમ મા'રી સંપૂર્ણ ઇચ્છા છે પરંતુ પોતાનાજ સુખને ઇચ્છનાર દુષ્ટ માણસ બીજાના વાજબી હકને પણ કેમ આપી શકે ? દુર્યોધનાદિ ચંડાળ ચોકડી કૌરવ કૂળનો સંહાર કરવાજ સ્થપાણી છે. કૌરવોએ અમોને કષ્ટ આપવામાં કશું પાછું વાળીને જોયું નથી કેમકે જેમ જેમ ધિરજ રાખી તેના તરફનાં દુઃખ અમો સહુન કરતા ગયા તેમ તેમ તેઓ વધારે ક્રૂર થતા ગયા.

અપૂર્ણ.

(કવિ ભગવાનલાલ ડુંગરશી.)

